ૐ

સત્પદી



# વલ્લભ વિષ્ટી.

રચિત,

## પરબ્રહ્મનીષ્ટ વ્યાસજી વલ્લભરામ સુર્યરામ

ઠે. અમદાવાદ, રાયપુર પખાલીની પોળ.

છપાવનાર,

**નવસારીના નિવાસી.**

મોક્ષમારગી, કલ્યાણભાઇ ભુલાભાઈ ઠે. ગોલવાડ.
મોક્ષમારગી, ઝીણાભાઇ મકનદાસ રાણા „
મોક્ષમારગી, પ્રાણજીવન ધનજી રાણા „
મોક્ષમારગી, ઝીણાભાઇ લાલભાઇ રાણા „
મોક્ષમારગી, ઝીણાભાઇ ભીખાભાઈ ગાંધી, કારવાડ.
મોક્ષમારગી, મોતીભાઈ વિઠલભાઇ ભાવસાર, પાંચહાટડી.
મોક્ષમારગી, સુખાભાઈ કેશવભાઇ પટેલ, કષ્ટમહાઉસ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.
સંવત ૧૯૭૭—સને ૧૯૨૧.

આ ગોપડી સલાપોસ રોડપર આવેલા ધી "ડાયમંડ જ્યુબિલી" પ્રીન્ટીંગ પ્રેસમાં
પરીખ દેવીદાસ છગનલાલે છાપી—અમદાવાદ.

કીંમત.

હાથોહાથ લેનારના ૭ આના.
પોષ્ટમારગે લેનારના ૯ આના.

ૐ

સત્પદી

# વલ્લભ વિષ્ટી.

રચિત,

પરબ્રહ્મનીષ્ટ વ્યાસજી વલ્લભરામ સુર્યરામ

ઠે. અમદાવાદ, રાયપુર પખાલીની પોળ.

છપાવનાર,

નવસારીના નિવાસી.

મોક્ષમારગી, કલ્યાણભાઇ ભુલાભાઇ ઠે. ગોલવાડ.
મોક્ષમારગી, ઝીણાભાઇ મકનદાસ રાણા ,,
મોક્ષમારગી, પ્રાણજીવન ધનજી રાણા ,,
મોક્ષમારગી, ઝીણાભાઇ લાલભાઇ રાણા ,,
મોક્ષમારગી, ઝીણાભાઇ ભીખાભાઈ ગાંધી, કારવાડા.
મોક્ષમારગી, મોતીભાઈ વિઠલભાઇ ભાવસાર, પાંચહાટડી.
મોક્ષમારગી, સુખાભાઈ કેશવભાઇ પટેલ, કષ્ટમહાઉસ.



આવૃત્તિ ૧ લી. પ્રત ૨૦૦૦.

સંવત ૧૯૭૭—સને ૧૯૨૧.

ક્રીંમત.

હાથોહાથ લેનારના ૭ આના.

પોષ્ટમારગે લેનારના ૯ આના.

# અનુક્રમણિકા.

# ॐ

# વલ્લભ વિષ્ટી.

## પદ ૧ લું.

રાગ પુનમ ચાંદનીનો.

આવો બ્રહ્માનંદી બ્રહ્મરસ પીજીએરે;
પીતાં પીતાં થાય ત્રીપુટીનું જ્ઞાન, પછી અખંડાનંદનો
લહાવો લીજીએરે. ટેક.

સાખી.

અખંડ પદ આનંદનું, નહી હરખ નહી શોક;
માયા તીત છે વસ્તુતા, નહી આલોક પરલોક.
એતો અલૌકીક અભૌતીક આધાર છેરે;
જેણે જાણ્યા તે ઉતરીયા ભવ પાર. આવો. ૧

સાખી.

ॐ માત્રા માયા તણાં, બીન્દુ બાવન બાહાર;
તે જ્ઞાન પ્રાપ્ત થયા વીના, નથી જીવનો ઓદ્ધાર.
કહ્યું કૃષ્ણે ગીતામાં તે વ્યાસે જાણીયુંરે;
તેવા જાણી બેઠા મોક્ષ મારગના જીવ. આવો. ૨

## પદ ૨ જું.

જેને ઘેર હરીજન હરી જસ ગાય એ રાગ.

સોધ્યો નહી ધરમનો સાર, તેતો નહી મનુશ અવતાર. ટેક.
ખાવું પીવું ક્રીડા કરવી, તે સહુનો વેહેવાર;

પશુ પક્ષીમાં પણ તે રીતી, ત્યારે શો ફેરફાર. સો. ૧
ન્યાય ન જાણ્યો નિતી ન જાણી, નહી વિવેક લગાર;
જે સાંભળ્યું તે માની લીધું, કર્યો નહી વિચાર. સો. ૨
નજરે જોયું તે પણ માન્યું, સમજ્યો ચમતકાર;
લખ્યું વાંચ્યું રૂઢીયે સાંચ્યું, અક્કલનો ગુમાર. સો. ૩
વેહેપારોમાં નજર ખુબાવે, ધંધે સારો ધાર;
ધરમ મારગમાં પુરો ધબડકો, ભોમી કીધો ભાર. સો. ૪
ખરૂં ખોટું કંઈ ન વિચાર્યું, દોરાયો ગુરૂ દ્વાર;
હવે સુણો તે ન્યાય તોલ કરજો, વલ્લભના ઉચ્ચાર. સો. ૫

## પદ ૩ જું.

રાગ સુરદાસનો.

મનુશ દેહે શું કરવું રે, આ દુનીયામાં મનુશ દેહે શું કરવું. ટેક.
શાન્તીને સંતોશ રાખી, લોભ લાલચને અળગી નાંખી;
સત્ય મારગ અનુસરવું રે. આ દુનીયામાં. ૧
સેહેજે મળે તે લક્ષ્મી માનો, જતી રહે તે બલા જાણો;
સુખ દુઃખ મનમાં ન ધરવું રે. આ દુનીયામાં. ૨
જીભડીને તો રાખવી વશમાં, લોભાવું નહી સ્વાદીષ્ટ રસમાં;
જેથી તેથી પેટ ભરવું રે. આ દુનીયામાં. ૩
વાહન મળે તો વાહન ચઢવું, તે ન મળે તો પગે પળવું;
દુઃખ પડયે ના ડરવું રે. આ દુનીયામાં. ૪
સેહેજ મળે તો પામરી પટકા, તે ન મળે તો ચુંથરાના કટકા;
પણ કોને ન કરગરવું રે. આ દુનીયામાં. ૫
મળે તો મશરૂની પથારી, તે ન મળે તો રેણું સારી;
પાપે પરધન ના હરવું રે. આ દુનીઆમાં. ૬
સરવે જીવને સામાન્ય દેખતાં, આત્મા પરમાત્માથી એકતા;
સંસાર સાગરે નીસ્તરવું રે. આ દુનીયામાં. ૭
માઇક ચૈત્વન મુકી દઇને, દેહ છતાં વિદેહ રહીને;
ફરી ન મરવું અવતરવું રે. આ દુનીયામાં. ૮

વ્યાસ તે ક્યાને ખરા નિશાને, હરખ શોક મુરખ માને;
અખંડાનંદે સંચરવુંરે. આ દુનીયામાં. ૯

## પદ ૪ થું.

કયાંથી આ સંભળાય—એ રાગ.

કયાંથી આ અવતાર મનુશનો, કયાંથી આ અવતાર. ટેક.
મનુશ દેહી આજ મળી છે, નહી મળે વારમવાર. મનુશનો. ૧
હય હાથીને ઉંટ બળદ છે, તે સહુનો તું સ્વાર. મનુશનો. ૨
અજા પાડાને ગેંડા ગર્ધવ, સર્વે તણો સરદાર. મનુશનો. ૩
સુક્રીત સાચાં, મળી મુખ વાચા, કર્યો ઇશ્વર ઉપકાર. મનુશનો. ૪
વદે છે વલ્લભ આ દેહ દુર્લભ, તેથી સોધો સત્ય સાર. મનુશનો. ૫

## પદ ૫ મું.

વેચશું ભગ્તીનાં નાણાં—એ રાગ.

અવળી ભાવના ચલાવી, કળયુગે, અવળી ભાવના ચલાવી. ટેક.
મેલા ગંગ ન્હાવું ત્રંદ્દા દળ ખાવું, તેવી હીલચાલ બતલાવી;
થાળ ધરવામાં તુળશી પેહેલી, એવી કબુદ્ધી ચલાવી. ક. ૧
તુળશી લગ્નને લીલ પરણાવવી, આચાર્યે મતી અલાવી;
વલ્લભ વદે કળયુગ કાળછારે, દુનીયાને મારી હલાવી. ક. ૨

## પદ ૬ ઠું.

રાગ સોહદનો.

નથી લાગ્યો ધર્મનો નેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ટેક.
હરી ફરી કરી નામની ભગ્તી, તેથી ન કલ્યાણ થાય;
ભોજન કહ્યે ભુખ ભાગે તો, કોઇ રાંધીને ન ખાય;
નકામો નામનો કેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ૧
અગ્ની અગ્ની લખી ચીઠીયો ઘાલો, રૂના ઢગલા માંય;
તેથી અગ્ની કદી ન પ્રગટે, પ્રકાશ પણ ન થાય,
લાગ્યા વણ ઘી શીદ રેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ૨

એકલા નામે મોક્ષ મળે તો, યાત્રાએ શીદ જાય;
દેરામાં દરસણ કોઈ ન કરે, શીદ નદીમાં નાહાય,
ભજન કરવા શીદ તેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ૩
જ્ઞાની ધ્યાની સંત મહાત્માનો, સત્સંગ સીદ સૌ સ્હાય;
ગુરૂની કંઠી કોઇ ન બાંધે, શીષ્ય થવા કોણ ચાહ્ય,
જો આવે નામે નીવેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ૪
વેદ શાસ્રને શ્રુતી સમરતી, પુરાણ ને કથાય;
નામે તરે તો ગ્રંથ નકામા, બોળાવો પાણી માંય,
બધો આવી રહ્યો છેડોરે, ઓઢયો અંધાર પછેડોરે. ૫
વીચાર વણ બુદ્ધી બંધાણી, ન જોઈ કોઇ ગીતાય;
વ્યાસને વેદ વદે જ્ઞાન વિના, ડુબી ગઇ દુનીઆય,
નામે ખંખેર્યો ખેડોરે, હોઢયો અંધાર પછેડોરે. ૬

## પદ ૭ મું.

વેચશું ભક્તીનાં નાણાં—એ રાગ.

જ્ઞાન વિનાનું ઘેલું ભજન છે, જ્ઞાન વિનાનું ઘેલું. ટેક.
જાડી બુદ્ધીના જટ જેવા લોકો, નામમાં સમજ્યા સેહેલું;
કુદશું નાચશું ને ટાબોટા પાડશું, આવશે વૈમાન વેહેલુ. ભ. ૧
ઝાંજે વગાડશું ને રાસલીલા રમશું, વૈકુન્ઠ પામશું પેહેલું;
કેહેતા દીવાનાને સુનતા દીવાના, વ્યાસવદે એતો મન મેલું. ભ. ૨

## પદ ૮ મું.

રાગ ઉપરનો.

નકામુ ટીલડુ તાંણ્યુંરે ધરમમાં કાંઇ ન જાણ્યુંરે. ટેક.
છપન છાપાંથી અંગ ચીતરીયું, માળાને કંઠી કોટ;
ટોપીયો ઘાલી મુછ મુડાવી, ડેહેરાં ડેહેરી કાઢી દોટ,
ભગતમાં નામજ આણ્યુંરે, ધરમમાં કાંઇ ન જાણ્યુંરે. ૧
વિંછી વિંછી કહે ઉતરે વિંછી, તો શું મંત્રનું કામ;
સર્પ કહ્યે સરપો ઉતરે તો, મંત્ર મીથ્યા તમામ,
આળસથી નામ પ્રમાણ્યુંરે, ધરમમાં કાંઇ ન જાણ્યુંરે. ૨

એકલાં દર્સણે મોક્ષ મળે તો, શીદ દેવું પડે લક્ષ;
દુર્યોધને દીઠાતા ભેડયાતા, કૃષ્ણ પ્રભુ પરતક્ષ,
તોયે મળી નર્કની ખાણ્યું રે, ધરમમાં કાંઇ ન જાણ્યું રે. ૩
વૈકુંઠ વાસથી મોક્ષ હોયે તો, ટળે જનમને મર્ણ;
જે વિજે પોળીયા વૈકુંઠવાશી, કેમ આવી પડયા ધર્ણ,
વદે વ્યાસ શું ન્યાયે નાણ્યું રે, ધરમમાં કાંઇ ન જાણ્યું રે. ૪

---

## પદ ૯ મું.

રાગ ઉપરનો.

જે જે કહી દોટો કાહાડોરે, નહી વળે દર્સણે દાહાડોરે. ટેક.
દર્સણથી જો દહાડો વળે તો, વડો કરો વિચાર;
જે વિજે પોળીયા વૈકુન્ઠવાશી, ભોમી લીધો અવતાર,
જગતને સમજણ પાડોરે, નહી વળે દર્સણે દાહાડોરે. ૧
ત્રેતામાં રામને નીરખ્યા સરવે, પણ ન થયો આધાર;
દ્વાપર યુગે કૈરવ કુળે, કૃષ્ણને માર્યો તો માર,
દર્શ પર્શથી શું દેખાડોરે, નહી વળે દર્સણે દાહાડોરે. ૨
જરાસને જોર કરીને, નસાડયા સત્તર વાર;
તો પણ તેને મોક્ષ ન મળીયો, અજ્ઞાનનો ભંડાર,
જ્ઞાન વણ નામ બરાડોરે, નહી વળે દર્સણે દાહાડોરે. ૩
સલીલ ભગ્તો સેલુ સમજી, લે દર્સણને નામ;
જ્ઞાન વૈરાગને ભગ્તી વીના, નહી મોક્ષ મુકામ,
કળી ઉતર્યો છે આડોરે, નહી વળે દર્સણે દહાડોરે. ૪

---

## પદ ૧૦ મું.

રાગ ઉપરનો.

વદે વિષ્ણુ શીવ શક્તીરે, ઝાલી જગ્તે અવળ ભગ્તીરે. ટેક.
એક સમે વિષ્ણુ શીવ શકતી, બેઠેલાં આનંદ ભેર;
તેવામાં એવી વારતા ચાલી, કળયુગે કીધો કેહેર,
થશે દુનીયાં વા ફકતીરે, ઝાલી જગ્તે અવળ ભગ્તીરે. ૧

વિષ્ણુ વદીયા મોઢા ઉપરથી, સૌ જપે માહારૂં નામ;
પણ કોઇને નથી જરૂર માહારી, લક્ષમીનું છે કામ,
તેના પર આંખ્યો ચકતીરે, ઝાલી જગ્તે અવળ ભગ્તીરે. ૨
માહાદેવ કહે માહારો મહીમા, ગુણહીને કર્યો ગેબ;
માહારીને પાર્વતી કેરી, વગોવી વિશ્વમાં એબ,
કીર્તિ કરી સ્વાનને લગ્તીરે, ઝાલી જગ્તે અવળ ભગ્તીરે.
અંબીકા કહે હું જગ્ત જનુની, અલબેલી પાડયું નામ;
ભવૈ કરીને ભુંડું બોલે, હીંસા કરે મુજ ઠામ,
આંતરડી તે ધગ ધગતીરે, ઝાલી જગ્તે અવળ ભગ્તીરે. ૪
જોગી ભોગી સંતને માહનંત, વિપ્રોને વિદ્વાન;
વાંચ્યું પણ વિચારી ન જોયું, કળીયે કર્યા બેભાન,
વંઠી ગઈ વિશ્વની વ્યક્તીરે, ઝાલી જગ્તે અવળ ભક્તીરે. ૫

## પદ ૧૧ મું.

રાગ ઉપરનો.

કળીયે યુકતી લગાવીરે, પ્રભુ પાસે ભીખ મગાવીરે. ટેક.
વિપ્રના અંગમાં કળયુગ પેઠો, બેઠો બારમો રા;
મંદિરો બાંધી મુર્તિયો સ્થાપી, બેસાડયા વિઠુબા,
બધી દુનીયાને ઠગાવીરે, પ્રભુ પાસે ભીખ મગાવીરે. ૧
લક્ષમી જેની પટરાણી છે, ત્યાં દ્રવ્ય કોટાણુ કોટ;
તેને પાઇ પઇસા નંખાવ્યા, ખરાને ઘેર શી ખોટ,
બ્રાહ્મણોએ જુઠ જગાવીરે, પ્રભુ પાસે ભીખ મગાવીરે. ૨
શું પ્રભુ એવા નિરધનીયા છે, શું તે ગરીબ અવતાર;
શા વેહેપારમાં ખોટજ આવી, ઠરાવ્યા ભીખાર,
વદે વ્યાસ શ્રષ્ટી ડગાવીરે, પ્રભુ પાસે ભીખ મગાવીરે. ૩

## પદ ૧૨ મું.

રાગ ઉપરનો.

કહે શ્રી ક્રષ્ણ પોકારીરે, જાણ્યો મને ભગ્તે ભીખારીરે. ટેક.
મુજ અવતારોની મુર્તિયો કરી, ઠેર ઠેર થાપી ઠીક;

લોકોની પાસે ભેઠચો મુકાવી, મંગાવી મુજ કને ભીખ,
કેવી ઇજ્જત વધારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧
જોગી ભોગી ભટીયે ચટીએ, મપાવ્યું મ્હારૂં માપ;
લક્ષ્મીપતી છતાં મુજને, ભીક્ષુત કર્યો એ બાપ,
ક્ષત્રી વર્ણ લજાવી મારીરે, માન્યો મને ભગ્તે ભીખારીરે. ૨
અયોધ્યાપતી દ્વારીકાપતી, રાઘવ જાદવ કુળ;
ભીક્ષુકી ધર્મ નહી અમારો, કુળમાં નાંખી ધુળ.
કેવી કરી આબરૂ માહારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૩
લક્ષ્મી માહારા ચર્ણની દાશી, વૈકુન્ઠ મારો વાસ;
માહારે ઘેર શું ખાવાનું ખુટયું, શું વળ્યું સત્યાનાશ.
શું ગયો સટ્ટામાં હારીરે, ગણ્યો મને ભગ્તે ભીખારીરે. ૪
ભોળા માણસ ભરમાએલા, નાંખે પૈસો પૈ;
શું તેમના કરતાં છું ગરીબ, અક્કલ કયાં વેચૈ.
ભટ્ટે સ્વાર્થ લીધો સારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૫
સુદામા સરખાની મેં ભીડ ભાંગી, છતાં ગણ્યો ગરીબ;
થાળી વાટકા મુજને અરપે, શું મને ના મળી ઠીબ.
માહારી દુરદશા ધારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૬
પોતાના વસ્ત્રથી કટકો વધે તો, શીવે વાઘો થઇ મગ્ન.
શરીર ઢાંકી ઇજ્જત રાખી, હું શું ફરતોતો નગ્ન.
જુઓ માહારી વિપત વિચારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૭
સણગાર મેં સપને ન દીઠેલા, કંગાલ હું કીરતાર;
તેથી લોકે સણગાર કીધા, મુજથી સૌ પૈશાદાર.
હું તો ગરીબ મોરારીરે, માન્યો મને ભગ્તે ભીખારીરે. ૮
અજ્ઞાની ભગ્તે મ્હારા નામને, ચૃઢાવ્યું ચગડોળ;
માહારી આગળ પાથરે બાજી, પાસાને સોગટાં સોળ.
બરોબર બનાવ્યો જુગારીરે, ગણ્યો મને ભગ્તે ભીખારીરે. ૯
મનુશ આયુશ સોસો વરસનો, તેમને કેટલો હર્શ.
અલ્પ આયુશનો મુજને ગણીયો, જનમુ વરશો વર્શ.
નાંખે પારણે બાળ ધારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૦

ગોપીકા સંગે રંગે રમીયો, એવું ચઢાવ્યું આળ;
અગીઆર વર્શને બાવન દનનો, ગોકુળમાં હું બાળ.
છતાં ગણ્યો વિભીચારીરે, માન્યો મને ભગ્તે ભીખારીરે. ૧૧
બાલ્યાવસ્થામાં નામજ માહારૂં, પાડયુતું નંદકીશોર;
મહી માખણ વિનોદે લીધેલાં, ઠરવ્યો માખણ ચોર.
કેવી કરી આબરૂ નઠારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૨
બાધા આખડીયો રાખે મ્હારી, લાલચની પડી ટેવ;
સ્વારથ સારૂ પરડણ પરઠે, શું હું લાંચીયો દેવ.
મારૂ માહારે પેટ કટારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૩
પૈસો માગે પરીવાર માગે, માગે ભલુ ઘર સુત્ર;
વૈકુન્ઠ માહારે પરીવાર નથી, તો કયાંથી આપુ પુત્ર.
જગ્તે હોઢી છે અંધારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૫
કળયુગે કબુધી આલી, અવળા વહ્યા સૌ જીવ;
લક્ષમીપતીને ગણ્યા ભીખારી, ભીખારી શક્તીને શીવ.
દુનિયા ડુબવાની છે ત્યારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૬
ન્યાય વિનાના અક્કલે ઓછા, તે ન કરે વિચાર;
અજ્ઞાનનો અંધાપો અંતર, આવ્યો અપરમપાર.
કર્યાં ત્રૈણેને લાચારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૭
ઉંધા ભગ્તો ઉંધા આચાર્યો, ઉંધા સાધુને સંત;
ઉંધા વિપ્રો ઉંધા વિદ્વાન, ઉંધો પકડયો પંથ.
કળીની છે બલીહારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૮
વલ્લભ તુજને સ્વપ્ન દેઉ છું, દે સહુ જીવને બોધ;
ત્રીજો અવતાર વ્યાસનો તાહારો, તું છે ધર્મનો સોધ.
કહુ છું ગીરીવરધારીરે, ઠરવ્યો મને ભગ્તે ભીખારીરે. ૧૯

---

## પદ ૧૩ મું.

રાગ ઉપરનો.

જુઓ કળયુગની કતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ટેક.
કળયુગે કબુદ્ધી આપીને, દુનીયાં કરી અચેત;

મને ને તમને વગોવી માર્યાં, ફોગટ કર્યાં ફજેત.
મર્જાદા ન રાખી રતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૧
સંત મહાનંતને આચાર્યોએ, જુઠી ચલાવી ડીડ;
સીવાલયમાં નીલડં સ્થાપન, તેને ઠરાવ્યું લીડં.
સાથે તમે ગવાયાં સતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૨
ખરૂં રહસ્ય માહારૂં તમારૂં, તે કરી નાંખ્યું ગેબ;
આખું જગ જળાધારી બોલે, વિદ્વાને ઠરાવી એબ.
એવી પેસી ગૈછે કુમતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૩
અળગું આસન ગોખમાં તારૂં, વચ્ચે હું દેવલ મૈં;
આપણી પાસે સુધ બુધ વહુઓ, આંખ્યો શું ફુટી ગૈ;
વળી સાથે સુત ગણપતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૪
આપણું કુટુંબ ઠરવ્યું નિર્લજ, બેઠેલાં સરવે સાથ;
શું મેં લઘુશંકા પુંજાવી, શુ મુર્ખ હું ભોળો નાથ.
કેવી કરી માહારી ગતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૫
માહારા ઉપર મુખ પ્હેરાવે, ચંદન કરે કપોળ;
તે છતાં લઘુશંકા ઠરવી, કેવું ચલવ્યું ગપોળ.
માહારી મહતા રહી જતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૬
કેવા વિપ્રો કેવા વિદ્વાન, કેવાં મુકયાં છે આળ;
ઇંદ્રી હોય તો કોની આગળ, જમવા મુકે છે થાળ.
આગળ આ વાત કયાં હતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૭
જળાધારીને યોની કેહે છે, તમને લગાડયો ડાહાગ;
એબ હોયે તો કેમ બેસાડે, પર નર કાળો નાગ.
જ્ઞાનીને તે દુઃખજ અતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૮
સવળું કરે છે ને અવળું વદે છે, અક્કલે પીધું ઝેર;
વલ્લભની ભાવના છે જુદી, આતો કળીનો કેહેર.
ધર્મ નામ ગયું પતીરે, કહે શીવ સુણો પાર્વતીરે. ૯

## પદ ૧૪ મું.

રાગ ઉપરનો.

રૂદન કરે અંબા માડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ટેક.
મોઢે કહે મને જગત જનુની, આદરે અવળાં કાજ;

માહારા મંડપમાં ભવાઇ ભજવે, રાખે નહી રતી લાજ.
કેવા નીવડયા છે અનાડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ૧
ભવાઇમાં એક નર બને ને, બીજો બને છે રાંડ;
ઉર હાથ નાંખે ચુંમ્બન કરે, મોઢેથી બોલે ભાંડ.
હું તે એની માડી કે લાડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ૨
પોતાની માની મરીયાદ રાખે, માહારી નહી તલભાર;
પેટ કોહ્યુ ત્યાં કયાં પાટો બાંધું, ધીક માહારો અવતાર.
પ્રતીષ્ટા મુકી પછાડીરે, લોકે માહારી હલકાઈ પાડીરે. ૩
વામ મારગી ભગ્ત થયા છે, અંતરમાં હરામ;
વ્યસન કરતાં બતાવે માહારૂં, નામને એમનું કામ.
પીયે દારૂને તાડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ૪
માંઉશઆરી મધ્યપાની ઠરાવી, જેમાં નહી મુજ લક્ષ;
હત્યારા કહે પોતાને માટે, માજીને દો ભક્ષ.
કહી માર્યા પાડા પાડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ૫
ગરીબ જાતી બકરાંની તે, લાવીને કરે હોમ;
મુજથી દેખી નથી ખમાતું, ઉભાં થાય છે રોમ.
ફરૂ હું મોહો સંતાડીરે, લોકે માહારી હલકાઇ પાડીરે. ૬
દુધ સાકર ગ્રતની ખાનારી, તેને ઠરાવી દુષ્ટ;
તે વાત મુરખે સાચી માની, કળયુગે કીધા પુષ્ટ,
બોલું કેટલુંક બરાડીરે, લોકે મારી હલકાઈ પાડીરે. ૭
કળયુગના જીવ કર્મ ફુટેલા, ચઢયા છે અવળે પંથ;
વલ્લભ તું શીખામણ દેજે, આવ્યો છે અવનીનો અંત,
નાંખું સત્યાનાશ કાહાડીરે, લોકે માહારી હલકાઈ પાડીરે. ૮

## પદ ૧૫ મું.

રાગ ઉપરનો.

હળાહળ કળયુગ આવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ટેક.
કળયુગના કુઢંગી કવિયો, કથે કપોળ કલપીત;
જુઠાં જુઠાં આખ્યાનો રચે, મુરખ થાય ચકીત;
લક્ષ્મી સારૂ જીવ લલચાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૧

ગોરા કુંભારનું આખ્યાન કીધું, ઘાલ્યું રસાતાળ;
મુજને માટીની ગાર ગુંદાવી, બનાવ્યો ખર ગોવાળ;
કેવો કવિઓએ ઠરાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૨
અમરીખ રાજાનું દેણું દળવ્યું, પંખો કરવ્યો મુજ પાસ;
મેં માહારે પન્ડે શું એવું કીધું, કયાં ન્હોતા કરનાર દાસ;
છતાં મને પંખો ઝલાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૩
રોઇદાસનાં ચામડાં મેં ધોયાં, શું હું થયો ચમાર;
એવી વાતો સાચી માને, માનનારા ગમાર;
ધુતારાએ ઢોંગ ઉઠાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૪
ભગતને કામે શેવક મોકલું, ઘણા હતા મુજ દાસ;
નેંમા ભગતનું છાપરૂ છાયું, હું શું હતો ખલાસ;
કેવો મને ચાક ચઢાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૫
એક સ્થળે સુઆવડ કીધી, કેવું મુકયું કલંક;
જ્યાંને ત્યાં નીચી પદવી આપી, વાળ્યો આડો અંક;
પુરણ અગની પ્રગટાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૬
સેના ભગત થઇ કોથળી લીધી, ટપટપીયું ને છોર;
પથરી કાતર ચીમટો લીધો, નરેણી લીધા નોહોર;
જુઓ મને ધાંયજો બનાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે, ૭
માધવદાસ જગંનાથપુરી, તેનો કર્યો કુતર્ક;
મેં પન્ડે જઇ શેવા કીધી, વાળ્યું અઘેલું નર્ક;
મને ભંગીયામાં ભળાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૮
હૈઆના ફુટા બુદ્ધીના બુઠા, તેણે માન્યું સત્ય;
અજ્ઞાન અંધે કૈં ન વિચાર્યું, ગુમાવ્યું માહારૂં પત્ય;
પાસે રહી વગોવરાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૯
કુંભાર ઠરવ્યો ચમાર ઠરવ્યો, ઠરવ્યો વળી હજામ;
છેવટ મને ભંગી ઠરવ્યો, દીધા ટાઢા ડાહામ;
ભગતે કેવો સાર સોધાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૦
નીચાં કામને નીચ પદવીથી, હું આત્મા વિરકત;
અળગો રહીને કલ્યાણ કરૂં, માનું માહારા ભગત;

તોહે ખોટો ગવરાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૧
માહારા હોય તે માહારૂ વગોણુ, કરવા ન દે લગાર;
બેટા બાપનું વગોણુ સુણે, તે તો કપુત કુંવાર;
ભુંડા ભગ્તે વેશ ભજાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૨
નીંચાં કામનો હું કરનારો, તો શાનો જગધીસ;
માહારા ભગ્તોને એવું સુણતાં, કેમ ચઢે નહી રીસ;
પાસે રહી ફજેત કરાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૩
કાયાના બાપને એવું કહે તો, સાંભળતાં ચઢે ક્રોધ;
હું જગ તાતને એવું કેહે છે, તેવાનો સાંભળે બોધ;
કળી માહારો શત્રુ હસાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૪
જગ્ત ભગ્ત જાણો છો સરવે, હું છુ સહુનો નાથ;
થાનક બેઠો ધારૂ તે કરૂં, સૌની દોરી મુજ હાથ;
છતાં ખોટાં કામે ફરાવ્યોરે, પ્રભુએ સંદેસો કહાવ્યોરે. ૧૫
નીચાં કામને નીચાં લાન્છન, વિના ગાવો ચરીત્ર;
આતો મને નીચું જોવરાવ્યું, બનાવ્યો અપવિત્ર;
કરી અપકિર્તિ ડુબાવ્યોરે, પ્રભુએ સંદેશો કહાવ્યોરે. ૧૬
ભષ્ટજ શ્રોતા ભ્રષ્ટજ વકતા, તે નહી માહારા દાસ;
અંતઃકરણથી ઇશ્વર કહુ છું, નર્ક તમારો વાસ;
વલ્લભને સાક્ષી રખાવ્યોરે, પ્રભુએ સંદેસો કાહાવ્યોરે. ૧૭

---

## પદ ૧૬ મું.

રાગ સોહદનો.

ત્રંદા માતા વિષ્ણુને કેહે છે રે, ચોધારે આંસુ વેહેછેરે. ટેક.
તમે મ્હારૂં સત્ય છોડાવ્યું, જાણે જગ પરતક્ષ;
તમને મેં પાશાણ બનાવ્યા, તમે બનાવી વ્રક્ષ;
તેથી તમ સેવામાં લેછેરે, ચોધારે આંસુ વેહેછેરે, ૧
તમ શેવામાં સારો હેતુ, રેહેતુ તું મન મગ્ન;
કળજુગે કુબુદ્ધી દેવાથી. લોકો કરાવે છે લગ્ન;
ફરી શું નાતરે દેછે, ચોધારે આંસુ વહેછેરે. ૨

માહારૂં તમારૂં સામાસામી, મેળવે વ્હેવીશાળ;
તે આપણા વડીલો બને છે, આપણ એમનાં બાળ;
લગનનો લહાવો લેછેરે, ચોધારે આંસુ વેહેછેરે. ૩
મ્હારી માંજરો તે ગર્ભ માહારો, તેથી વધે મુજ વંશ;
તે ગર્ભ કાચા ને કાચા તોડે, જેવો મામો કંશ;
તેમાં પુન્ય માની બેસેછેરે, ચોધારે આંસુ વહેછેરે, ૪
માંજરના છોડ પરીવાર મ્હારો, તેમાં પણ કરે પાપ;
તે તુળશી પરણાવે તમને, શું બેટી સાથે બાપ;
તે તો મને બળતી ચેછેરે, ચોધારે આંસુ વેહેછેરે. ૫
મ્હારા અંગે માંજર પત્રો, કુમળાં કુમળાં થાય;
શંખણીના જટીયાં ઉઝરડે, તેમ ઉઝરડી ખાય;
ખાઇ પેટમાંજ ભરેછેરે, ચોધારે આંસુ વેહે છેરે. ૬
પેટમાં નાંખી વિષ્ટા ભેગી, કાઢે ગુદા દ્વાર;
હું પવિત્રને નર્કમાં પાડે, છુટી પડયો અવતાર;
એવું કૃત્ય માહારૂં કરેછેરે, ચોધારે આંસુ વેહેછેરે. ૭
ન કરવાનાં કામ કરે છે, ચલવ્યું ચાલ્યું તેમ;
તમ પાલે પડી તોહ્યે મુજને, લોક કરે એમ કેમ;
વલ્લભ ઠીક પોકારેછેરે, ચોધારે આંસુ વેહેછેરે. ૮

## પદ ૧૭ મું.

રાગ ઉપરનો.

નવાઇની વારતા જાણીરે, થઇ એક આકાશ વાણીરે. ટેક.
આકાશ વાણી એવી થઈ છે, તેની નહી કોને ગમ;
કળયુગે સરવેમાં પ્રવેશી, જીવો ડરાવ્યા બ્રહ્મ;
કર્યો ધર્મને ધુળધાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૧
કળયુગે સંત મહાનંત થઇને, કરવા માંડયો બોધ;
તે બોધ હાએ હા ન કરીયે તો, ચઢે બ્રહ્મને ક્રોધ;
તામસ કરે ધાંટાં તાણીરે, થઈ એક આકાશ વાણીરે. ૨
ધરમ કરમ કર્વાં પડે તે, સદાનો સંતાપ;
જેમ કરે તેમ કરતાં ફાવે, થૈ બેઠા ઇશ્વર આપ.

સર્વજ્ઞની શી એંધાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૩
આત્માને પરમાત્મા ઠરાવ્યા, જીવ ઠરાવ્યા શીવ;
જીવ ને શીવ જુદા ન હોયે તો, નામ કયાંથી થયું જીવ;
અંતરયામીપણુ દો આણીરે, થઇ એક આકાશ વાણીરે. ૪
સર્વ શકતીવાળો સરવેશ્વર, તે સત્તા કોણ પાસ;
તેમાંનું લક્ષણ એક બતાવો, તો થાય દુનીયા દાસ;
મથો શીદ મુમત તાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૫
કદી કહેશો અજ્ઞાન પેઠું, તેથી ભુલ્યો મુળ ભાન;
મુળ જ્ઞાન સ્વરૂપ એક હતુંને, કયાંથી ઉઠયું અજ્ઞાન;
કીયાં ગ્રંથથી વાત આણીરે, થઇ એક આકાશ વાણીરે, ૬
જ્ઞાનમય ઇશ્વર અને અજ્ઞાન, શું હતાં પ્રથમ બેઉ;
બેઉ હતાં તો અદ્વૈત ખોટુ, કેઈ વાત માની લેઉ;
કે દો પુસ્તક પુરાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૭
પોથાં થોથાંમાં ગોથાં ખાધાં, ન જાણ્યો વડો વેદ;
વેદ વચનનો ભાવ ન સમજ્યા, ન જાણ્યો વેદનો ભેદ;
ફર્યા કર્યા ઘાંચીની ઘાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૮
આત્મા તે પરમાત્મા હોતો, દરસણ દો માહારાજ;
સર્વજ્ઞપણું જોઇ પાય પડીએ, નહી ધરીએ મન લાજ;
દેખા દો દયા આણીરે, થઇ એક આકાશ વાણીરે. ૯
દરસણ ઇચ્છે તે જન કીયો, દરસણ દે તે કોણ;
પરમેશ્વર સરવેશ્વર સ્વામી; આતુરતા થઇ હોણ.
કૃપા કરો સાળંગપ્રાણીરે, થઇ એક આકાશ વાણીરે. ૧૦
ચંદન કરી હાર આરોપી, લેઇએ ચરણામ્રત;
બીજું તમારૂં કાંઇ ન જોવું; જોવું છે ઇશ્વર કૃત;
વલ્લભને ઉરમી ભરાણીરે, થઇ એક આકાશવાણીરે. ૧૧

## પદ ૧૮ મું.

કયાંથી આ સંભળાય—એ રાગ.

કયાંથી આવ્યું અજ્ઞાન ઇશ્વરમાં, કયાંથી આવ્યું અજ્ઞાન. ટેક.
આત્મા તે પરમાત્મા છે તો, કીયા કારણ ભુલે ભાન. ક૦ ૧

સુર્યમાં અંધકાર કઇ પેરે પેઠો, વિચારી લ્યો વિદ્વાન. ઇ૦ ૨
સત્ય તે અસત્ય કદી ન સંભવે, ન્યાય રીતે દો ધ્યાન. ઇ૦ ૩
માયાતીત કેમ સંભવે માયામાં, સમજી લ્યો આ સાન. ઇ૦ ૪
જ્ઞાનને અજ્ઞાન વળગી પડયું, એવું કેવું તે બળવાન. ઇ૦ ૫
વ્યાસ વલ્વભ વદે અદ્વૈત છે તો, કયાં અજ્ઞાનને જ્ઞાન. ઇ૦ ૬

## પદ ૧૯ મું.

વેચશું ભક્તીનાં નાણાં—એ રાગ.

જ્ઞાન વણ મારે ગોથાં, પુસ્તકમાં જ્ઞાન વણ મારે ગોથાં, ટેક.
પુસ્તકમાં કહેનારે કહ્યું ક્રીયા ભાવે, ભાવાર્થ ન જડે જોતાં;
વ્યાકરણ વિભકિત વિચારે ધારે, ઉથલાવે પાનાને પોથાં. પુ. ૧
અનુભવિ સમજાવે ના સમજે, જેમ હઠીલાં બાળ રોતાં;
મત નવ્ય મુકે જક નવ્ય ચુકે, સદૈવ મેલાં મસોતાં. પુ. ૨
સત્ય નીત્ય વસ્તુ પ્રાપ્ત ન થાયે, ખલકમાં આયુશ ખોતાં;
વલ્લ વદે કાંઈ કલ્યાણ ઇચ્છો, જ્ઞાન વણ પોથાં તે થોથાં. પુ. ૩

## પદ ૨૦ જું.

રાગ આશા ગોડી.

અનુભવ વિના અંધારૂં, વિદ્વાનોને અનુભવ વિના અંધારૂં; ટેક.
ધ્રુવજી પ્રહેલાદજી નળ હરિશ્ચંદ્ર, કયાં ભણ્યાતા વેદ ચારૂ. વિ. ૧
નરસઈ મેતો રોહીદાસ પીપો, કોણ શીખ્યા વિદ્યા વારૂ. વિ. ૨
ધ્રુજી વિગેરે મોક્ષપદ પામ્યા, થયાતા નીર વિકારૂ. વિ. ૩
શ્રુતિ સ્મરતી પુરાણ કયાં ભણીઆ, જ્ઞાન અનુભવ્યું સારૂં. વિ. ૪
સંસ્કૃત વાણી છે એક ભાષા, તે રાખી જીભ્યાએ જ્યારૂ. વિ. ૫
વ્યાકરણ વિભકતીની લડાઈઓ માંડે, જેમ ગાંડે પીધો દારૂ. વિ. ૬
આડીને અવળી છલંગો મારે, વસ્તુના નહી વિચારૂ. વિ. ૭
વલ્લભ વદે સોધવાનું સોધો, તે મને પુરણ પ્યારૂ. વિ. ૮

## પદ ૨૧ મું.

જેને ઘેર હરીજન હરી જસ ગાય, એ રાગ.

જેને નથી ધરમની ગમ, તે શું જાણે પુરણ બ્રહ્મ. ટેક.
વેદાન્ત શાસ્ત્રો વાંચે શોધે, પુરાણપર લે શ્રમ;
સ્વરૂપ શબ્દનું સમજ્યા વિના, બધુએ બંમે બંમ. જે. ૧
એક વાતમાં બીજી વાતે, દોડી જાય એકદમ;
શબ્દ બોલવે બંધ પડે પણ, બકયા કરે જયમ તમ. જે. ૨
હરી ફરીને જ્ઞાન પુસ્તકનું, અનુભવ્યામાં કમ;
વલ્લભ વદે વિદ્યા કરતાં, અનુભવ છે ઉત્તમ. જે. ૩



## પદ ૨૨ મું.

રાગ ઉપરનો.

જેને ન હોય આતમ જ્ઞાન, તે તો પામ્મર પશુ સમાન. ટેક.
વેદ શાસ્ત્ર પુરણ ભણીને, વધ્યો વિદ્યા અભીમાન;
પણ પોતે શી વસ્તુ છીએ, તેનુ ના થયું ભાન. જે. ૧
કોઈ વાત કરે તે સુણે, ડાભો જમણો કાન;
સાંભળ્યા વણ ઉત્તર દે મોઢું, તેમાં કોણ દે ધ્યાન. જે. ૨
શરીરમાં જે સમજણ વસ્તુ, તેનું કેવું વાન;
રગદ માંઉશ કે હાડ ચાંમ્ર છે, ના સમજે નાદાન. જે. ૩
સમજણ છે છોટી કે મોહોટી, કયાં કાયામાં સ્થાન;
આભ અવની અગની કે વાયુ, કેવો રંગ નીધાન. જે. ૪
કર્મેન્દ્રી કે જ્ઞાન ઇન્દ્રીમાં, કયાં એનો મકાન;
વલ્લભ વદે સોધી કાહાડો, પછી કરો રસપાન. જે. ૫

---

## પદ ૨૩ મું.

રાગ ઉપરનો.

જેને જ્ઞાન અલૌકિક થાય, તેનું આવાગમન વહી જાય. ટેક.
સ્થુલ દ્રષ્ટે જોવામાં આવે, તે લૌકિક કહેવાય;
જોયા વણ જે જણાય છે તે, અલૌકિક લેહેવાય. જે. ૧

ભૌતીક ચીજ આવે જોવામાં, જીવ નહી જોવાય;
અમર અખંડ અવિનાશીએ, તેવું અલૌકિક માંય. જે. ૨
લૌકિક વિના અલૌકિક તે, અવિચળ પદ મનાય;
સાયુજ મુક્તિ મોક્ષજ એ છે. મહાત્માને જણાય. જે. ૩
કેવડું છે ને કેવું છે તે, શો ગુણ શો મહીમાય;
તે અલૌકિક છે કેઈ તરફા, સોધો દશ દીશાય. જે. ૪
વ્યાપક છે કે ન્યારૂ છે તે, આકાર કેવો કળાય;
કરતા છે કે અકરતા છે, જ્ઞાન વણ ન સમજાય. જે. ૫
શરીરમાં જે સમજણ વસ્તુ, તે આત્મા કહેવાય;
આત્માને નીયંતા તેને, પરમાત્મા બોલાય. જે. ૬
આત્માથી પરમાત્મા ન્યારો, જો કેહે છે ગીતાય;
અજ્ઞાની મતીયા ન જાણે, ન જાણે વિધાય. જે. ૭
અખંડ પદ જાણે અનુભવિયો, નામી જનો નામ ગાય;
તેથી સાયુજ મુક્તિ મળે ના, જ્ઞાન વણ નહી ઉપાય. જે. ૮
આત્મ જ્ઞાનથી આપને ઓળખે, તો સ્વજાતી ચાહાય;
સ્વજાતીને ચાહ્યા વિના, વૈભવે ભવ ભટકાય. જે. ૯
આત્મજ્ઞાનથી પરમગતીમાં, આત્મા જઈ પોરવાય;
પરમાત્માનું ભાન થવાથી, પર્મ પદે પળાય. જે. ૧૦
તત્વ જ્ઞાન ટુંકામાં બતાવ્યું, સત્સંગે સમજાય;
વેણ વલ્લભનાં નહી માનોતો, લક્ષ ચોરાશી માંય. જે. ૧૧

## પદ ૨૪ મું.

ક્યાંથી આ સંભળાય મધુર સ્વર–એ રાગ.

ગુરૂ વિના નહી ગમ, જીવોને, ગુરૂ વિના નહી ગમ. ટેક.
ગુરૂ વિનાનો કાંઇ ન જાણે, શું બ્રહ્મને પરબ્રહ્મ. જી. ૧
સરીત નીરવણ રાત્રી સશી વણ, સદાય તીમર તમ. જી. ૨
કરમ ધરમ શું અને પરમ શું, જાણ વણ ભીડવે દમ. જી. ૩
સુધરા આસ્તીક નુંધરા નાસ્તીક, મીથ્યા લે છે શ્રમ. જી. ૪
વદે છે વલ્લભ આ દેહ દુલ્લભ, નુધરા જન છે અધમ. જી ૫.

## પદ ૨૫ મું.

વેચશું ભગ્તીનાં નાણાં—એ રાગ.

ગુરૂ કેવો જોઇએ બોધી, મુમુક્ષુને, ગુરૂ કેવો જોઇએ બોધી. ટેક.
વૈરાગ વાળોને વ્હેવારે સબદો, ના જોઇએ ક્રીન્ચીત ક્રોધી;
સરવેશ્વરોને સરખા મનાવે, કોઇનું ન નાંખે ખોદી. મુ. ૧
સર્વજ્ઞ બુદ્ધી જ્ઞાનની ભરેલી, જેવી માલ ભરવાની ગોદી;
તેવા માલ વાળો ઉત્તમ જનમનો, વણ ધ્રને દેનાર મોદી. મુ. ૨
ક્ષમા શાન્તીને સંતોશવાળો, વળી સર્વ સંગ વિનોદિ;
વલ્લભ વદે મોક્ષ મારગે ચઢવા, તેવો પુરૂશ લેવો સોધી. મુ. ૩

## પદ ૨૬ મું.

ક્યાંથી આ અવતાર મનુશનો—એ રાગ.

ક્યાંથી મળે ખરો માલ, ખોળ્યા વણ, ક્યાંથી મળે ખરો માલ. ટેક.
પરસાળમાંથી પટકુળ પામે, તેથી ના ફરે હેવાલ. ખો. ૧
ઓરડે પેસે તો પાત્ર લાધે, તેથી ન આવે તાલ. ખો. ૨
પેસે પટારે તો પૈસાની પ્રાપ્તિ, પુરણ થાયે ન્યાલ. ખો. ૩
વ્યાસ વદે તેમ આત્રા પેસો તો, સત્ય વસ્તુ જડે હાલ. ખો. ૪

## પદ ૨૭ મું.

રાગ ઉપરનો.

કેમ કરી દરસાય, મનુશથી, કેમ કરી દરસાય. ટેક.
આધી વ્યાધી ને ઉપાધી લાધી, તેમાંથી ના નીસરાય. મ. ૧
અભાવ વીના ન છુટે માયા, કાયામાં ગોથાં ખાય. મ. ૨
સત્સંગ વિના માયાની માયા, કો કાળે ન મુકાય. મ. ૩
ઘુઅડ પક્ષી નેત્ર ઉઘાડે, પણ રવી નવ્ય દેખાય. મ. ૪
શાનો પ્રકાશ છે તે નવ્ય જાણે, તો સોધન ક્યાંથી થાય. મ. ૬
વાસના છે તો પુષ્પ જોઇએ, તેવું જાણે તો સોધાય. મ. ૬
પ્રકાશ વાસનાને મુળ માંની બેઠો, તો આગળ ક્યાં જાય. મ. ૭
વ્યાસ વદે છે આધા ગયા વણ, ન આવે કર માંય. મ. ૮

## પદ ૨૮ મું.

વેચશું ભક્તીનાં નાણાં—એ રાગ.

સત્સંગ સર્વથી મોહોટો, સંસારમાં, સત્સંગ સર્વેથી મોટો. ટેક.
સત્સંગે સારો ઉપદેશ પામીએ, જ્ઞાનનો ન રહે ટોટો;
અજ્ઞાન હોય ત્યાં સુધીજ નીરખે, પહેલાના પ્રભુનો ફોટો. સં. ૧
તપ કરો ત્યાગ કરો યજ્ઞ કરો યાગ કરો, સત્સંગનો નહી જોટો;
વિંછુ વિંછુ બોલ્યે વિંછુ ન ઉતરે, મંત્ર વણ ગરબડ ગોટો. સં. ૨
જ્ઞાન થાયતો ધ્યાન ધે પર બેસે, સમજે ખલક ખેલ ખોટો;
મોક્ષ ઈછો તો મોક્ષનું જ્ઞાન લ્યો, વલ્લભનો સાચો સોટો. સં. ૩

## પદ ૨૯ મું.

રાગ ઉપરનો.

શાન્તિ રેહેવાને સત્સંગ છે, સંસારમાં; શાન્તિ રહેવાને સત્સંગ છે. ટેક.
માળા કરો પણ મન રહે ભમતું, એવો તે મનડાનો ઢંગ છે;
ખાવું પીવું પંચ વિશય નીંદ્રા, હરનિશ એજ ઉમંગ છે. સં. ૧
બાળપણ જઇને આવે જોબનીયું, જોબન પતંગનો રંગ છે;
સાચા સોંધન વણ સાચું નથી મળતું, ઉપરના બીજા બધા બંગ છે. સં. ૨
જીવ વિના ખોળીયું કીર વિના પાંજરૂં, તેમ જ્ઞાન વણ ભગ્તી ભંગ છે;
વ્યાસ વલ્લભ વદે સંતજન સમજો, જ્ઞાન વણ ભગ્તી અર્ધંગ છે. સં. ૩

## પદ ૩૦ મું.

રાગ ઉપરનો.

સત્સંગ કયાં જઇ કરીયે સંસારમાં, સત્સંગ કયાં જઇ કરીયે. ટેક.
વકીલ બેરીસ્ટર સોલીસીટરો, અમલદારોથી ડરીયે;
ધનવાનને દ્વાર બેઠા સીપાઈઓ, કેમ કરીને સંચરીયે. સં. ૧
સામાન્ય ગૃહસ્થ ઘેર વ્હેપારી વાતો, કેઈ રીતે ત્યાં પસરીયે;
મહેનતુ લોક મજુરીમાં પડેલા, કોને ત્યાં ઉભરા ઓચરીએ. સં. ૨
સંત સાધુ સોડા તાણી સુતેલા, તેના તમોગુણે થર્થરીયે;

ધર્માચાર્યો હોય દ્રવ્યના ધાંધલમાં, ક્યાં જ્ઞાન વાતે પેટ ભરીયે. સં. ૩
વ્યંઢળના ગામમાં વેશ્યાનું કામ શું અતડા ને અતડા ફરીયે;
જ્યાંને ત્યાં ઝાંખ્યો વ્હેપાર વિતનો, વ્યાસ વદે કયાં જઇ ઠરીયે. સં. ૪

## પદ ૩૧ મું

રાગ ઉપરનો.

દીનતા કયાંથી આવે, સત્સંગ વણુ, દીનતા કયાંથી આવે. ટેક.
સત્સંગ વિના સવળું સમજવું, સો ગાઉ છેટે કહાવે;
કુસંગથી કુબુદ્ધિ ઉપડે, વટલે ને વટલાવે. સ. ૧
ગૌ બ્રાહ્મણ કે મ્હાત્મા મંદીરમાં, કુસંગી શીશ ના નમાવે;
છતથી છાકેલો વિપ્રીત પાકેલો, સૌને ઠઠ્ઠામાં ઉડાવે. સ. ૨
સવળુ ન સુજે અવળુજ ઉકલે, અવળાં કૃત્ય બતલાવે;
વ્રધ્ધોની વાતથી અવળો ઉતરે, બીજાને અવળા લડાવે. સ. ૩
અધર્મ કરવા થાયે ઉતાવળો, સ્વધર્મ ભંગ પડાવે;
વ્યાસ વલ્લભ વદે કળયુગરૂપ તે, નેવ પાણી મોભે ચડાવે. સ. ૪

## પદ ૩૨ મું.

રાગ આશાગોડી.

દૈવી જીવોને રઢ લાગે, સત્સંગની, દૈવી જીવોને રઢ લાગે. ટેક.
ગયા જનમનો હોયે હરીજન, તેની રૂદેમાં વેણુ વાગે. સ. ૧
આસુરી જીવને ઉર્મિ ઉદ્યોગની, બોધથી બે ગાઉ ભાગે. સ. ૨
માયાનો જીવડો મહાત્માને દેખી, ઝઘડો કરવાને જાગે. સ. ૩
દાંત ઠીઠીયા કાઢી કરે મશ્કરીયો, ઓહો કહી ખસે આઘે. સ. ૪
મન જાય ઉથલી કર્યા કરે કુથલી, સદૈવ રહે અનુરાગે. સ. ૫
સંસારે સંકટ પામેલો જીવડો, અહંપદ મોટાઈ ત્યાગે. સ. ૬
સત્સંગ વિના અહંકાર વધશે, છેવટ થશે ઘોળે ધાગે. સ. ૭
વ્યાસ વલ્લભ વદે જરૂર જાણજો, લંપટ લક્ષ્મી માગે. સ. ૮

## પદ ૩૩ મું.

રાગ સુરદાસનો.

જગ્ત નથી જોવાતુંરે, વીકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ટેક.
ખોટાને ખરૂં કહેવા જઇયે, તો સંસારના શત્રુ થઇએ;
કોઈ કને નથી કહેવાતુંરે; વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૧
સાચી વાત કોઇ ન સુણે, ઉલટા નીંદા કરે જઇ ખુણે;
તેથી ધર્મ ધોવાતુંરે, વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૨
જગ્તને રૂડી સુધ બુધ આપો, નાસ્તીકોની કુમતી કાપો;
સત્ય સુકીત ખોવાતુંરે, વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૩
પાપ પ્રપંચને જુઠ ઝેરથી, કંટાળ્યો છું કાળા કેહેરથી;
આ વિશ્વ બધુ વગોવાતુંરે, વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૪
કાંતો કાને બેહેરાશ આપો, કાં મુજ આંખે દો અંધાપો;
હવે ચીત નથી પોરવાતુંરે, વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૫
સર્વની કુમતી નાંખો કાહાડી, કાં વલ્લભને લ્યો ઉપાડી;
એકાન્તમાં તો રોવાતુંરે, વિકારવાળું, જગ્ત નથીરે જોવાતું. ૬

---

## પદ ૩૪ મું.

વેચશું ભગ્તીનાં નાણાં—એ રાગ.

માયામાં મ્હોટાઇ માનીરે, મુરખે, માયામાં મ્હોટાઈ માની. ટેક.
કોઈની વારતા કાને ધરે ના, તેજ મ્હોટમની નીશાની;
કો સામુ જોવું તે સપને દુર્લભ, ગર્વે માયામાં ગુલતાનીરે. મુ. ૧
માન્ય મહતામાં ચાલે મલપતો, તેને દયા દીલ શાની;
ઢોંગી ધર્મોમાં ધર્મ દેખાડે, રાત દીન ધંધાનો ધ્યાનીરે. મુ. ૨
ગોઠડી કરે ગ્રસ્થ ગ્રસ્થની સાથે, ભભકામાં બેભાની;
હય હાથીની કરે સવારી, ગરીબ સંગ નાદાનીરે. મુ. ૩
છટ છટ કરીને છટકારી કાઢે, લક્ષમી લંપટ અજ્ઞાની;
લક્ષ ચોરાશી એવાને માટે, આખર સુખની હાનીરે. મુ. ૪
રાવણ દુર્યોધન હીરણ્યાકસ્યપ, માયામાં રેહેતા મસ્તાની;
છેવટ ખુવારી થઈ ખલકમાં, રૂહે લખો આ જુબાનીરે. મુ. ૯

આ શીખ મુમુક્ષુજનને દેઉ છું, દુષ્ટોને નહી દેવાની;
વ્યાસ વલ્લભ વદે ગરમ નરમ થા, નથી ખબર તને ત્યાંનીરે. મુ. ૧૦

## પદ ૩૫ મું.

રાગ ઉપરનો.

શું તું ઘુમે છે ગુમાનીરે, ગર્વમાં, શું તું ઘુમે છે ગુમાની. ટેક.
ગર્વ નથી રહ્યા રાજા રાવણનો, તારો કયાં રહેશે મસ્તાની;
દુર્યોધન સરખા રોળાયા રણમાં, જતી રહી ખાનદાનીરે. ગ. ૧
છાંયો ત્યાં તડકો તડકો ત્યાં છાંયો, મીથ્યા હંપદ લેછે માની;
તીતાલીપણાના તરંગ ઉડતા, જોતામાં જાશે જવાનીરે. ગ. ૨
છત છાક છૈયાં કુટુંબ કબીલો, સરવેની નાશ થવાની;
કોનું નથી રહ્યું તો તારૂં કયાં રહેશે, ગામ ઠામ નામ નિશાનીરે. ગ. ૩
દેખાય છે તેમાંનું કાંઇ નથી તાહારૂ, છતાં બન્યો બેભાની;
વ્યાસ વલ્લભ વદે અનુભવી જો, સર્વે સ્વારથનાં તોફાનીરે. ગ. ૪

## પદ ૩૬ મું.

છોડાને છેલાઈ—એ રાગ.

ભલેને થાઓ ગ્રસ્થરે, ભલેને થાઓ ગ્રસ્તરે;
ગ્રસ્તરે ગ્રસ્તરે ગ્રસ્તરે, ભલેને થાઓ ગ્રસ્તરે. ટેક.
ઘણી ગ્રસ્તાઇથી છાકયો દુર્યોધન, ખોયું દીલ્લીને ઇંદ્રિપસ્તરે. ભ. ૧
તેવો છાકયો તો રાવણ રાજા, છેવટ ખોયું સરવસ્તરે. ભ. ૨
ઘણું ખીલેલું ઘણું કરમાશે, ઉદય તેનો થાય અસ્તરે. ભ. ૩
ઘણું ખાશે તે ઘણું અકળાશે, ઘણું જાવું પડશે દસ્તરે. ભ. ૪
કોઈની સાથે ન ગૈ ગ્રસ્તાઇ, સહુ ગયા ઠાલે હસ્તરે. ભ. ૫
નહી જ્યાં થવાનું નહી ત્યાં જવાનું, તેતો સદા જબરજસ્તરે. ભ. ૬
વદે છે વલ્લભ નિશ પ્રહાથી, બ્રહ્માનંદમાં રેહેશું મસ્તરે. ભ. ૭

## પદ ૩૭ મું.

વેચશું ભક્તીનાં નાણાં—એ રાગ.

ફાટયા ફાટયા બહુ ફરીયેરે, લક્ષમીથી, ફાટયા ફાટયા બહુ ફરીયે. ટેક.
હમતા મમતાની ઉરમી ઉઠે, મોહોટમનાં વેણ ઓચરીયે;

રળવાનું રટણ રાત દીન ચાલે, આ કર્યુંને આ કરીયેરે. લ. ૧
નીરધન આગળ ફુલી થૈએ ફાળકો, વાત કોની કાને ના ધરીયે;
સંત પુરૂશને જાણીયે ભીખારી, જ્ઞાન ગમ પેટમાં ન ભરીયેરે. લ. ૨
ધરમ કરમના કાને પડે શબ્દો, પણ તેને ના અનુસરીયે;
છેવટ મોઢું ઢીલું કરીને, આવ્યા એવા સંચરીયેરે. લ. ૩
બીજા જનમમાં પણ એનું એ, કોઇ કામે ના ઠરીયે;
વ્યાસ વલ્લભ વદે વિચારો વિરલા, ક્યાં લગી આનુ આ કરીયેરે. લ. ૪

---

## પદ ૩૮ મું.

રાગ સુરદાસનો.

લક્ષ ચોરાશી મ્હા ભુંડીરે, જો જાણે તો, લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ટેક.
ઓરમાં રેહેવું ઇંન્ડમાં રેહેવું, કોટાણુ કોટી કષ્ટજ સેહેવું;
સ્હેવી મળ મુત્રની કુંડીરે, જો જાણે તો. લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ૧
તે વાતને સમજે તે જાણે, અજ્ઞાની ભુલે આ ટાણે;
જેને નથી ગમ ઉંડીરે, જો જાણે તો. લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ૨
સૌના દેહમાં મસ્તાન સરવે, ગર્ધવ પણ ધુમે છે ગરવે;
મનુશ સમજે તે રૂઢીરે, જો જાણે તો. લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ૩
પરના દેહો દુખના ધારે, પોતે પોતાનું ન વિચારે;
ગયો તો ગરભમાં બુડીરે, જો જાણે તો. લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ૪
તે વારતા ગયા સહુ ભુલી, માયાના ફંદમાં ફરતા ફુલી;
વલ્લભ વગાડે ડુંડીરે, જો જાણે તો. લક્ષ ચોરાશી મ્હા ભુંડી. ૫

---

જીવ માત્રને વિચારવા જેવી સ્તુતી.

## પદ ૩૯ મું.

સીતાજીના મહીનાનો રાગ.

પ્રભુ ભાસ્યો ભુંડો ગર્ભવાસ, તેનો ત્રાસ પામીયો;
ઉંધે માથે રેહેવું પંચ માસ, તહી દુઃખની ખામીયો. ૧
પ્રભુ નરક મુતરને પીત, ગળફા ગંદા ગોબરા;

કફને જઠરાની જ્વાળ, મોઢે દીધા તોબરા. ૨
પ્રભુ સંકોચી નાંખેલું અંગ, ઓરે બાંધી ગાંસડી;
પાસુ પડખુ ના ફેરવાય, ગળે હૈયા ફાંસડી. ૩
ચીકણા બરબોટા ને અંધકાર, દુરગંધી મારે ઘણી;
લોહી લાળે લપટેલો દેહ, પીડા શું કહું તે તણી. ૪
ઉંધા રહીને બોલ્યો બોલ, દુખનો તોલ ત્યાં થયો;
મુક્ત કરો અહીંશ જ્ઞાની ધ્યાન, વચન દૈ છુટો થયો. ૫
નર્ક રૂડો પણ ભુંડો ગર્ભ, શું કથીયે તે વેદના;
જન્મ થાતાં દારૂણ દુઃખ, વલ્લભ વચન ભેદનાં. ૬

## પદ ૪૦ મું.

વેચશું ભગ્તીનાં નાણાં—એ રાગ.

ગુમડુ ફાટયુંને વૈદ વ્હેરી, આ જગ્તમાં, ગુમડુ ફાટયુંને વૈદ વ્હેરી. ટેક.
ગર્ભમાં હતો ત્યારે ગોવિંદ ગાતો, બાહાર આવીને બન્યો લ્હેરી;
ઓરનો હેડો હરી કર્યો આઘો, ફાટયો પછી પોશાક પ્હેરી. આ. ૧
જઠરામાં બળતો જીવાડયો ધણીયે, તે ભુલી લાલે ઠેરી;
વલ્લભ વદે ગુણ ચોર ગુમાર તું, શું ફરે છે આંખ ડેહેરી. આ. ૨

## પદ ૪૧ મું.

રાગ ઉપરનો.

આગળ તમારી વાત છે, બેટમજી, આગળ તમારી વાત છે. ટેક.
વિશ્વાસ આપીને છુટયા ગરભથી, તે કેવી વિશ્વાસઘાત છે;
કરગરતો હતો કંગાલ થઇને, તે ભુલ્યો માટે ખર જાત છે. બે. ૧
ભુલ્યો આ ભવમાં દુલ્યો તુ દવમાં, તેં જાણ્યું પૈસા ખરા તાત છે;
મોહ લાગ્યો ભારે ઇશ્વર ઉધારે, માયાને માની માત છે. બે. ૨
કોણ મને પુછે હાથ નાંખે મુછે, પણ પુછનાર પ્રખ્યાત છે;
વલ્લભ વદે ત્યાં જુબાની આપજે, શીક્ષા કરનાર સાક્ષાત છે. બે. ૩

# પદ ૪૨ મું.

જેને ઘેર હરીજન હરી જસ ગાય—એ રાગ.

જેણે અનુભવ્યો સંસાર, તે તો ત્રાસ્યો અપરંપાર. ટેક.
પ્રથમ પહેલો પેઠો ગરભમાં, બહુ દુખ નીકળ્યો બાહાર;
ઓરી અછબડા બળીયા બાજ્યા, નહી દુખનો સુમાર. જેણે. ૧
વા વાવળીને વરાધ વળગી, ઉટાંટીયો અપકાર;
દંત દાઢ રાક્ષસી ફુટતાં, છુટ દસ્તની ધાર. જેણે. ૨
આંખડી આવે પાંસળી ઉછળે, ઓકારીનો માર;
કડવાં કટાણાં ઔશધ પાવા, નાંખે ભોમી ઠાર. જેણે. ૩
હાથ પગ પકડી પગમાં ભીડે, ચાલે ન જોર લગાર;
મોઢામાં વેલણ ઘાલીને, કરાવે પોકાર. જેણે. ૪
એમ કરતાં મોહોટાં થયા તો, રમવા કાઢયા બાહાર;
રમતાં રમતાં કેમ રમે છે, કહીને માર્યો માર. જેણે. ૫
મુરત વિશાળે મુક્યા નિશાળે, મેહેતા કરે તીછકાર,
ભણી ભણી શા પાટલા ફાડયા, વળગાડયો વેહેપાર. જેણે. ૬
રળ્યા મળ્યા તો મા બાપ વ્હાલ્યાં, વ્હાલી ઘરની નાર;
જેને તે માગે માયાને, લેવા ખાવા ત્યાર. જેણે. ૭
સગાં વ્હાલાં વાંધા પાડે, કરે કુથલી કુઠાર;
એમ કરતાં ઉપાધી ઉઠી, પેટ પડયો વસ્તાર. જેણે. ૮
ચોરનું લાવી ધાડનું લાવી, કર્યા લગ્ન વ્હેવાર;
સહુ સહુની વામાના વશમાં, ગણ્યા વૃદ્ધ ગુમાર. જેણે. ૯
આવ્યાં પળીયાં ડાચાં મળીયાં, પડયા દંત દસ બાર;
ચવાય નહી ને ખવાય નહી તે, પચે નહી તલભાર. જેણે. ૧૦
દુખડુ શું છે ભાવન પુછે, પુછે ભર્યા ભંડાર;
પુન્ય કરવાની વાત કરે તો, મરડે મુખ કુંઆર. જેણે. ૧૧
મરણ થયું તવ ફુંકી મુકે, થાય દીવશ દસબાર;
ખોળે ખજાના શું થાય મ્હારૂં, તેનો નહી વિચાર. જેણે. ૧૨
મ્હારૂં નાણું લઇને ખાણું, ખવરાવે વ્હેવાર;
વલ્લભ વદે જીવની શી ગત્ય, કોણ કરે ઓદ્ધાર. જેણે. ૧૩

## પદ ૪૩ મું.

રાગ ભરતુહરીનો.

માહોરે સમો મનવા મરણનો, જન્મ સમયનો જેમજી;
જન્મ મરણ બેઉ જોડનાં, તેનો વિપ્રીત વેહેમજી. માહોરે. ટેક.
જીવને બાંધેલા બંધ છુટતાં, નેત્રો ટુટતાં તન દુખજી;
કફ દાટા દેવાશે રૂદીયે, રૂધણુથી સ્વાસ મુખજી. માહોરે. ૧
ખેંચાતાણ નાડી નસો તણી, જીવને થાય નાસાનાસજી;
કરોડો વિંછી તણી વેદના, કષ્ટ દ્રષ્ટને બેહેરાસજી. માહોરે. ૨
એવાં તો અનંત કષ્ટ દેહનાં, રખે તેમાં લક્ષ જાયજી;
તે ભારે ભયથી નીવ્રત કરો, એટલું વલ્લભ ચ્હાયજી. માહોરે. ૩

---

## પદ ૪૪ મું.

જેને ઘેર હરીજન હરી જસ ગાય, એ રાગ.

જીવને જીજ્ઞાસા લાગી, લે છે માયા સુખ માગી. ટેક.
પેહેલી પાછલી પીડા ભુલી, જુએ જોબનનું સુખ;
પણ વ્રદ્ધાવસ્થામાં જોજે, સુખથી દસ ગ્રણુ દુખ. જીવને. ૧
જન્મ મરણનું વિકટ સંકટ, અનુભવાશે જ્યારે;
પુરણ પસ્તાવો થવાનો, યાદ આવશે ત્યારે. જીવને. ૨
માયાની કાયા થવાની, રોગ દોગ મહી ભરીયા;
મરતી વેળા એમ થવાનું, ભોગ લાગ્યા તે અવતરીયા. જીવને. ૩
આધી વ્યાધીને ઉપાધી, કાયા માયા કેરી;
ત્રીજી જાયાની ઉપાધી, નાંખે વ્રત્તી વિખેરી. જીવને. ૪
ત્રી તાપે તપી રહે જીવડો, સુખ શાન્તી ના લાધે;
વલ્લભ વારી વારે જીવને, વિપ્રીત વિકાર વાધે. જીવને. ૫

---

## પદ ૪૫ મું.

વેચશું ભક્તીનાં નાણાં—એ રાગ.

મતલબની છે યારીરે, દુનીયાં, મતલબની છે યારી. ટેક.
સામાનો ગુણ કરેલો જાય ભુલી, પોતાનો રાખે સંભારી;

સ્વારથ હોય ત્યારે મીઠડું બોલે, પછી ઉભોરે લાત મારીરે. દુનીયાં. ૧
કરવું પડે ત્યારે બતાવે બાંનું, કરાવવામાં ત્યારી;
માયાના લોભીને માયાથી મતલબ, નર્ક તણા અધીકારીરે. દુનીયાં. ૨
કાં ગુરૂ ચેલા કાં ભાઇ ભગની, કાં પુત્ર પીતા નર નારી;
કાં ખાનદાન રંક કાં રાય રહીઅત, કાં ચોર ચાડીયા જુગારીરે. દુનીયાં. ૩
સગાં સહોદર સ્નેહી સ્વારથીયાં, જન્મથી વ્રત્તી નઠારી;
વ્યાસ વદે શીખ સપુત જનને, બીજાને જેવી કટારીરે. દુનીયાં. ૪

## પદ ૪૬ મું.

રાગ ઉપરનો.

વારી વારી શું વારીયે, જગતને, વારી વારી શું વારીયે. ટેક.
દયા ધર્મનું મુળ પાપ મુળ અભીમાન, કેટલી વખત વિસ્તારીયે;
કહી કહી કુચો વળ્યો જીભડીએ, કેટલાંક મ્હેણાં મારીયે. જ. ૧
છત દેખીને જીવ છાકે છકે પણ, તે સદા સત્ય ના ધારીયે;
આટલું કહે કહ્યું માનશો નહી તો, જાશો જમપુરની બારીયે. જ. ૨
અત્યારે તોરમાં તણાઇ ગયો છે, ચઢયો છે કનક કટારીયે;
પણ તે કટારી પેટ વાગવાની, પછી પડીશ પથારીએ. જ. ૩
ઘોડા ગાડીને હાથી અંબાડી, મોટરમાં ખુબ ખુંખારીયે;
પણ પડશો ઢીલુ મોઢુ કરીને, ત્યારે મુળ બાપ સંભારીયે. જ. ૪
મોજ માણવાનો નથી મનુશ દેહ, માટે જ્ઞાન ધ્યાન બે ધારીયે;
વલ્લભ વદે છે પોતે તરીને, બીજા જીવોને તારીયે. જ. ૫

## પદ ૪૭ મું.

રાગ ઉપરનો.

કેમ નથી લાગતી ચટકી, આ ચીતમાં, કેમ નથી લાગતી ચટકી. ટેક.
નફ્ટ નઠોર કહી કહીને થાકયો, ગાળ દેઇ નાખ્યો ઝટકી;
નીરલજ લાજ વીનાના જીવડા, અટકાવ્યે ના રહ્યો અટકી. આ. ૧
વિત વનીતાને વસ્તાર વાલાં, રહ્યાં રદયમાં ખટકી;
મરણે તારી કને નહી રેહેવા દે, સોના રૂપાની કટકી. આ. ૨

જમડા ઝાલશે અન્ય દેહે ઘાલશે, તવ જશે કાળનું ફટકી.
પશુ પક્ષીમાં અવતાર આપશે, મરવાનો ભટકી ભટકી. આ. ૩
દેહ ગયે દુનીયાં ગઇ જાણજે, લાલચે રેહેવાનો લટકી;
વ્યાસ વલ્લભ વારી વારીને વારે, આ જનમે જા છટકી. આ. ૪

## પદ ૪૮ મું.

આશાયોડીનો—એ રાગ.

શા સારૂ ઝાલી છે માળા, એ ભગ્તો, શા સારૂ ઝાલી છે માળા. ટેક.
દેવકીના જાયા ઉછર્યા આહીરમાં, તે કોણ કૃષ્ણજી કાળા. એ. ૧
દશરથને ઘેર દેહ ધર્યો તે, કોણ રામજી રૂપાળા. એ. ૨
તે બધું જાણ વણ નોમીનલ ભગતિ, વૃક્ષે વાનર મારે ફાળા. એ. ૩
પંદર કળા કોણ સોળ કળા કોણ, કૈં કૈં કળાથી નીરાળા. એ. ૪
વૈકુન્ઠવાશી કોણ અક્ષરધામી કોણ, કોણ આ અવનીવાળા. એ. ૫
હૈં આંવ્યા તો ત્યાં ખાલી કે સભર, કોના શેશ પર ઢાળા. એ. ૬
એવા જાણ વણ અજાણ રહીને, નામનાં શું સોક્યા ગાળા. એ. ૭
વ્યાસ વલ્લભ વદે સમજ્યા વિના, ભગ્ત ચીંનના છે ચાળા. એ. ૮

## પદ ૪૯ મું.

વેચશું ભક્તીના નાણા એ રાગ.

શા સારૂ લેઈ બેઠા ભગ્તી, એ ભગ્તો, શા સારૂ લૈ બેઠા ભગ્તી. ટેક.
દ્રવ્ય દારા કે દીકરા જોઇએ, શાના ઉપર આ શકતી;
હવેલી જોઇએ કે આબરૂ જોઇએ; શાપર આંખ્યો ચકતી. એ. ૧
કાં તો શરીરનો મંદવાડ છોડવા, દ્રષ્ટી રહી છે ટગટગતી;
વ્યાસ વલ્લભ વદે શીખ દેઇએ પણ, પ્રતીચો ડગતી ને ડગતી. એ. ૨

## પદ ૫૦ મું.

રાગ ઉપરનો.

દ્રવ્ય સારૂ ધર્મ બોધ ઝાલ્યો, મન મગને,
દ્રવ્ય સારૂ ધર્મ બોધ ઝાલ્યો. ટેક.

ગુરૂનું જ્ઞાન લેઇ ગુરૂને નંદી, માનુનીયોમાં માહાલ્યો;
સદબોધી પર કરે ઇર્ષા, જાણે હડકવા હાલ્યો. મન. ૧
નહી ધર્મે જ્ઞાનમાં ગાયનના તાનમાં, માયાના ફંદમાં ફાલ્યો;
બાળ બૈરા બાયલાને પટાવી, ઘરમાં પૈસો ઘાલ્યો, મન. ૨
ગુરૂ દ્રોહીને મીત્ર દ્રોહી થઇ, વિજ્ઞાન દ્રોહી ગુણ ઝાલ્યો;
આંધળાને કાણીયો પંથે ચલાવે; દેખતામાં ઢોંગ ન ચાલ્યો. મન. ૩
નથી આ નિંદા, દઉં છું ચેતવણી, પ્રપંચી પંથ તને આલ્યો;
વ્યાસ વલ્લભ વદે જગ્ત હિતાર્થે, આ બોધ સુંસરો સાલ્યો. ૪

## પદ ૫૧ મું.

રાગ આશાગોડી.

રાગ રાગણીનું રંગી, જગત છે, રાગણીનું રંગી. ટેક.
પંચ વિશયમાંનો શબ્દ વિષય છે, તેમાં હરણ ઉમંગી. જ. ૧
તેવા ઉમંગથી મરણ પામે, એવી અક્કલ કુઢંગી. જ. ૨
રાગ સુર તાલનું રટણ કરે છે, વિશય ભોગના અંગી. જ. ૩
વાજીંત્ર સાથે ભજન ભજવે, તે તો ભગત તુતંગી. જ. ૪
ઢોલકને ઢમકે શબ્દ ન સંભળાય, સમજાય નહી અર્ધંગી. જ. ૫
સમજ્યા વિનાનું કલ્યાણ કયાંથી, કળીયુગના બહુ બંગી. જ. ૬
લટકા પટકાને ચટકા જોનારા, જાગ્યા છે જીવ જંગી. જ. ૭
વ્યાસ વલ્લભ વિચારે વિમાસે, કયાંથી જડે સત્સંગી. જ. ૮

## પદ ૫૨ મું.

વેચશું ભગ્તીનાં નાણાં—એ રાગ.

વીકારી વાજીંત્રી રાગણીરે, ભગ્તને, વિકારી વાજીંત્રી રાગણી. ટેક.
વાજીંત્ર વિના રાગણી કરશો, તે શબ્દ વિશયની તાગણી;
વાજીંત્રે શબ્દો સમજાય નહી તે, જાણવી રાગણી અભાગણીરે. ભ. ૧
મધુર વાણીયે મીઠા મીઠા શબ્દે, કરો મોક્ષ મારગની માગણી;
સમજ્યા વિનાનું ગાણુ ન ગાવું, તન મને કરવી લાગણીરે. ભ. ૨

વિશચી વારતા વિઠલવરની, જાણે ઝેરીલી કાળી નાગણી;
વૈરાગ પ્રતીથી વીનતી વલ્લભ છે; સત્ય પદ દે સભાગણી. ભ. ૩

ગદ્ય.

વૈરાગ વૃતિથી કેવા પ્રકારે કરગરીને કેવી રીતે પ્રભુની પ્રાર્થના કરવી; તે સમજવા ઇશ્વર સ્તુતીઓનાં ભજનો, આ નીચે લખેલાં વાંચો અને વિચારો.

## પદ ૫૩ મું.

રાગ ઢીંઢી.

વિશ્વંભર સ્થીર મતી મને આપો, મન ડગમગે તે કષ્ટ કાપો;
વિશ્વંભર સ્થીર મતિ મને આપો. ટેક.
સુણુ બોધ તે વેળા સ્થીર થાવું, ઘડી થાય ને પાછો ભમી જાવું;
ઉભા થાય છે માઇક ત્રીતાપો, વિશ્વંભર સ્થીર મતી મને આપો. ૧
કાયા માયા જાયામાં જીવ જાતો, જ્ઞાન ભાન ભુલીને ભટકાતો;
વારંવાર આવી પડે અદાપો, વિશ્વંભર સ્થીર મતી મને આપો. ૨
નથી યાદ રેહેતી ઉપદેશી વાતો, મળે ગુરૂ ત્યારે કાંક સ્થંભાતો;
પછી કમાણી કેરો કડાપો, વિશ્વંભર સ્થીર મતી મને આપો. ૩
ઘણા દિવસનો માયા પાસ લાગ્યો, થયો ભગ્ત પણ મોહ નથી ભાગ્યો;
વદે વલ્લભ વૃતિ ઠામ સ્થાપો. વિશ્વંભર સ્થીર મતી મને આપો. ૪

## પદ ૫૪ મું.

રાગ વેરાવળ

અરેરે પ્રભુ હવે શું કરૂં, નથી જડતો ઉપાય;
અવની ઉપર ગમતું નથી, કયારે મુક્ત થવાય. અરેરે. ટેક.
જોઈ લીધો સ્વાદ સંસારનો, થયો અતીશે અભાવ;
હૈયું ભરી આક્રંદ કરૂં, વાગ્યા બહુ ઘોર ઘાવ. અરેરે. ૧
જેવી છે જાળ માંછલી તણી, તેવી જગત જંજાળ;
તે જાળમાં હું તરફડું, દયા લાવો દયાળ. અરેરે. ૨

તમ વિયોગે રેહેવાતું નથી, થયો ત્રીજો અવતાર;
વરખ રાશી ત્રણે જન્મમાં, કર્યાં અતિ ઉપકાર. અરેરે. ૩
પેહેલે જનમે પ્રસિધ કર્યાં, મોહોટાં ઇશ્વરી ચરિત્ર;
બીજે જન્મે બાળી બહુચરા, મુળ માયા પવિત્ર. અરેરે. ૪
ત્રીજો જનમ ધારણ કરી, ઓળખાવ્યા અલોકીક;
બાકી રાખ્યું નથી બાપજી, હવે દો ઠારણ ઠીક. અરેરે. ૫
જગજીવ માટે જનમો ધર્યા, કર્યા અતિ ઉપદેશ;
જેને જે ગમ્યું તેણે તે ગ્રહ્યું, તેનો માહારે શો ક્લેશ. અરેરે. ૬
ત્રી જન્મે ત્રી કામ તાગીયો, હવે લાગીયો ખેદ;
સત્ય નિત્યમાં જાવું મળી, બનુ અદ્વૈત અભેદ. અરેરે. ૭
એટલું માગ્યું દેજો તાતજી, રહ્યો તમ આધાર;
વ્યાસ વલ્લભની વિનતી, ઉતારો ભવપાર. અરેરે. ૮

---

## પદ ૫૫ મું.

રાગ ઉપરનો.

અરેરે પ્રભુ માહારૂં શું થશે, થાય ઘણો ગભરાટ;
હૈંથી છુટીને કયાં જઇશ હું, વિકટ જમપુર વાટ. અરેરે. ટેક.
એ ભય મને ભારે ભાસતો, શુદ્ધ શબ્દ પડયા કાન;
અનુભવથી સિદ્ધ માનીયું, થયો છું શોકવાન. અરેરે. ૧
બાળપણે બુદ્ધિ જરા નતી, ત્યારે થયાં હશે પાપ;
નથી રાખ્યો તેનો આંકડો, કેમ કરૂં માબાપ. અરેરે. ૨
માયામાં મગ્ન રેહેતો હતો, લોભ લાલચનો લક્ષ;
આગળનું કાંઇ જાણ્યું નતું, હવે ઉઘડીયાં ચક્ષ. અરેરે. ૩
લેખ લખાયા હશે માહારા, તે તો ભુંસો ભગવાન;
દીન દાસ જાણી દયા કરો, પેહેલો હતો નાદાન. અરેરે. ૪
માયામાં માન્યુંતું મેં સુખડું, પણ તે સ્વમાની તુલ્ય;
ખોટો આ ખેલ ખલક તણો, માટે માફ કરો ભુલ્ય. અરેરે. ૬
હું તો છોરૂ કછોરૂ થયો, તમે છો દીનાનાથ;
રડતો રાખો રણછોડજી, ચાંપો રૂદીયા સાથ. અરેરે. ૭

વળગ્યો તે અળગો કયાં રહુ, જાણ્યા પુરા પ્રતક્ષ;
વલ્લભ વદે ઓ વિઠલ્લા, મ્હારે તમારી પક્ષ. અરેરે. ૮

## પદ ૫૬ મું.

રાગ હીન્દીનો.

અચળવાશી અવિનાશી શીશ નામુ, કરૂં અરજી જુઓ જરા સામુ;
અચળવાશી અવિનાશી શીશ નામુ. ટેક.
હવે હાર્યો થાકયો પાકયો પુરેપુરો, જાણ્યો સંસાર આ બુરામાં બુરો;
જેજે કર્યું તે થયું છે નકામુ, અચળવાશી અવિનાશી શીશ નામુ. ૧
પ્હેલો જાણતો તો કાયા માયા સાચી, હવે જાણી એતો કાચામાં કાચી;
ફરી તેમાં પડી ધુળ શું ઉથામુ, અચળવાશી અવિનાશી શીશ નામુ. ૨
હું તો બાપડો બીચારો તમારો, મેં તો પાપનો બાંધ્યો હશે ભારો;
કરો માફ આપ શરણે વિરામું, અચળવાશી અવિનાશી શીશ નામુ. ૩
લક્ષચોરાશી જન્મોથી ગયો ધ્રુજી, ઘણું વિતકણુ વિત્યું પ્રભુજી;
થયો વૈરાગ વલ્લભ મોક્ષ પામુ, અચળવાશી અવિનાશી શીશ નામુ. ૪

## પદ ૫૭ મું.

રાગ ઉપરનો.

જેલર જગ્તના આ બંધીવાન છોડો, ચોવિસ તત્વની આ દેહ બેડી તોડો;
જેલર જગ્તના આ બંધીવાન છોડો. ટેક.
મોહ માયાનો થયો હતો અપરાધી, તેથી ઘણા કાળ સુધી સજા ખાધી;
હું તો કાચર નથી થયો થોડો, જેલર જગ્તના આ બંધીવાન છોડો. ૧
ઘણા અપરાધે દેહ બેડી નાંખી, જેવી જાળમાં ગુંથાઈ મદમાંખી;
નોહોતો વશમાં આ મનવેધી ઘોડો, જેલર જગ્તના આ બંધીવાન છોડો. ૨
હવે અનુભવે આવ્યો ઠેકાણે, તેથી અરજ કરૂં છું આ ટાણે;
મરણ સમે મોક્ષમાં મન જોડો, જેલર જગ્તના ઓ બંધીવાન છોડો. ૩
ગર્ભવાસ ભોગવ્યા ઘણા દુખે, મળ મુત્રમાં રહ્યો માની કુંખે;
બાંધી દીધો તો ઓર તણો હોડો, જેલર જગ્તના ઓ બંધીવાન છોડો. ૪

દીધું જ્ઞાન તમે ત્યારે ભાન આવ્યું, થાકયો સંસારમાં હવે નવ્ય ફાવ્યુ;
વદે વલ્લભ આવાગમન ફેડો, જેલર જગતના આ બંધીવાન છોડો. ૫

## પદ ૫૮ મું.

રાગ ઉપરનો.

પ્રેરક પ્રભુ મુને માગું તે આપો, મોક્ષ મારગીનું આવાગમન કાપો,
પ્રેરક પ્રભુ મુને માગું તે આપો. ટેક.
તમ દાસનો હસ્ત જેણે ઝાલ્યો, તે તો ચોરાશીમાં કેમ જાય ચાલ્યો;
જાય ચાલ્યો તેના છે સંતાપો, પ્રેરક પ્રભુ મુને માગુ તે આપો. ૧
મુને લાન્છન લાગે મહા ભારી, તે તો ઇજ્જત જવાની તમારી;
માટે એટલું માપ મ્હારૂં માપો, પ્રેરક પ્રભુ મુને માગુ તે આપો, ૨
સદાના પ્રેમી કેમ મુકાશે, સલીલ જીવ અધવચ્ચ તુટી જાશે;
તેવાનો નથી મુજને કડાપો, પ્રેરક પ્રભુ મુને માગુ તે આપો. ૩
સદા સેવા કરી માટે હું માગું, ખોળા પાથરી પાવલીએ લાગું;
નહી જેવાય મહારાથી અદાપો, પ્રેરક પ્રભુ મુને માગું તે આપો. ૪
માહારા ધર્મ બંધુઓ મુજ ઠામે, માગી માગ્યું છે વલ્લભરામે;
રખે તુટે આ તંત્રનો ત્રાપો, પ્રેરક પ્રભુ મુને માગું તે આપો. ૫

## પદ ૫૯ મું.

અગનાની જીવ; એ રાગ.

ઓ પ્રેરક પ્રભુ, ધર્મ પરિવાર આ દાસનો સુધારજો;
આ એક જનમે, લક્ષ ચોરાશી દયા કરી નિવારજો. ટેક,
મારો ધર્મ પરિવાર નથી બોહોળો, છે ગાંડો ઘેલો ને ભોળો;
તેનો મટાડો હૈયા ચોળોરે. ઓ પ્રેરક પ્રભુ. ૧
તમ દાસ તણા તે દાસ થયા, મોક્ષ મારગને તે વળગી રહ્યા;
માટે કરજો દિનાનાથ દયારે. ઓ પ્રેરક પ્રભુ. ૨
છે ગાંઠના ગરથે ગરીબ જેવા, તેથી ભુલતા હશે તમ સેવા;
તોહે અખંડ પદ મોકલી દેવારે. ઓ પ્રેરક પ્રભુ. ૩

હું જાચક એટલું જાચું છું, દોસ નહી જોતાં જય વાંચું છું;
તેનાં સુકીતનો ભાગ સાચું છું રે. એ પ્રેરક પ્રભુ. ૪
પંડના પરીવારનું ચાહ્ય તે થશે, કરણી પરમાણે તેને હશે;
મોક્ષમારગી વલ્લભ સંગ વસેરે. એ રક પ્રભુ. ૫

## પદ ૬૦ મું.

રાગ ઉપરનો.

આપું જ્ઞાન ગોળી, ગશીગશીને પીયો માહારા બંધવા;
બીજી જપની ઝોળી, રાખીને મુકો માયાનો ગંધવા. ટેક.
જોલ્યા માયા કાયા બેઉ પડશે, પછી કર્યાં કરમ આવી નડશે;
કોઈ ભાગ્યશાળી સત્ય શીડી ચડશેરે. આપું. ૧
નીરભાગીને નાણું ખાણું, એવું ધ્યાન રહે તેને સાંજ વ્હાણું;
ફરી નૈ મળે મુનશા દેહ ટાણું રે. આપું. ૨
ગઈ વેળા વાંચે નહી કોઇ, કેમ રહ્યા છો માયામાં મ્હોઈ;
વ્યાસ વદે બેશી રહ્યા શું જોઈ રે. આપું. ૩

## પદ ૬૧ મું.

રાગ ઉપરનો.

એક જડી બુટ્ટી, દ્વાદસ અક્ષરની આપું તે વાટજો.
રદે ખલ્મમાં ઘુંટી, ગુરૂ આશીશે ચિત્ત દેઇને ચાટજો. ટેક.
જેનું જ્ઞાન ને ધ્યાન કથે વિધી, જેનો જાપ જપે છે નવનીધી;
તેમાં અલોકીક અષ્ટમા સીદ્ધીરે. એક. ૧
જેથી શેશ નરેશના ડંશ ટુટે, પીડીત પ્રસુતાનો ગર્ભ છુટે;
વળી અલોકિક ઉરમી ઉઠેરે. એક. ૨
હોચે શત્રુ તેનું નવ્ય ચાલે, શ્રાપ દીધે સત્યાનાશ ઘાલે;
હોચે દાની તો મન વાન્છીત આલેરે. એક. ૩
શુદ્ધ ચિત્તે શુદ્ધ સંકલ્પ કરી, શુદ્ધ શ્રદ્ધાએ શુદ્ધ ધ્યાન ધરી;
જો જપે તો મતી ગતી જાય ફરીરે. એક. ૪
પછી વર્તે સંસારમાં અભાવે, વળી માઇકનું સ્વપ્નું નાવે;
બધી ગલી કુંચી વ્યાસ બતાવેરે. એક. ૫

## પદ ૬૨ મું.

રાગ ઉપરનો.

એક ગેબી ગુટકો, બતરીસો દેઉ તે લ્યો બત્રીશ લક્ષણા;
નહી રહે ટુટકો, જેનાથી ત્રાસે જમદુત ને જક્ષણા. ટેક.
જેનું શંકરસરખા તપ કરે, બ્રહ્માને વિષ્ણુ ધ્યાન ધરે;
જેની આદ્યશકિત પરકંબા ફરેરે. એક. ૧
કરે પ્રકૃતિ પુરૂષ સમાધિ, તે વસ્તુ તમારે કર લાધી;
મટે મર્વા અવતર્વાની વ્યાધીરે. એક. ૨
ઉદ્દાલક કહે બકદાલ્લવને, કરે દહન દુનીયાના દવને;
ટાળી નાંખે તે સાતે ભવનેરે. એક. ૩
સવા લક્ષે સત વર્ષનું તપ છે, પ્રભુ પ્રતીજ્ઞા તે મ્હારો જપ છે;
તે તો કામનું જેને જ્ઞેનો ખપછેરે. એક. ૪
જેનું રૂશી મુની માગણું માગે, જેને સનકાદીક ચરણે લાગે;
વ્યાસ આવાગમનનો ભય ભાગેરે. એક. ૫

---

## પદ ૬૩ મું.

રાગ ઉપરનો.

લ્યો દૈં ઐં ઐં, ખાશોને થાશો ખુબ ખુશી બાળકો;
મીઠડો બૈ બૈ, ચાખી જોવાથી થાશો ફુલી ફાળકો. ટેક.
તે સ્વાદ ચાખ્યો ઉદ્દાલકે, સાક્ષાતકાર થયો તેજ તકે;
નથી ચાખ્યો તે ચાહ્ય તેમ બકેરે. લ્યો. ૧
બકદાલ્લવે જોયો ચાખી, મળી ધ્રુજીને પદવિ આખી;
ચાખ્યો નરસૈં મેહેતે બળ દાખીરે. લ્યો. ૨
વળી જનક વિદેહી એ ચાખ્યો, શુકદેવજીએ પણ તે રાખ્યો;
અનુભવ કરી વલ્લભ ભાંખ્યોરે. લ્યો. ૩

ગદ્ય.

પ્રભુની સ્તુતિ કેવી વાણીથી કરવિ તે વિચારો.

## પદ ૬૪ મું.

રાગ સુરદાસનો.

રંક તમારો રડતોરે; બાપલીયા, રંક તમારો રડતો. ટેક.
રડયા કરે છે રંક તમારો, ક્ષમા કરો અપરાધ અમારો.
ખોળા પાથરી પાય પડતોરે. બાપલીયા. ૧
આ છોરૂ કયાં કરશો અળગું, અળગું કરશો તો પણ વળગું;
તમ વણ હું છું રખડતોરે. બાપલીયા. ૨
શુધ્ધ શુધ્ધીમાં બુધ્ધી રહેછે, પણ મન માયા ખેંચી લે છે;
મધમાંખ્ય તુલ્ય માંહી પડતોરે. બાપલીયા. ૩
આપ વિયોગે વિપ્રીત બુધ્ધી, સાધ્ય નથી રહેતી મન સુધ્ધી;
તેણે ચોરાશી આથડતોરે. બાપલીયા. ૪
દેહો ધરીને ગયો થાકી, વિપતમાં નથી રહ્યું બાકી;
માયાથી મોક્ષ નથી જડતોરે. બાપલીયા. ૫
તે માયા જીતવા બળ આપો, એટલું કષ્ટ વલ્લભનું કાપો;
તમ ટેકો સત્ય સીડી ચડતોરે. બાપલીયા. ૬

## પદ ૬૫ મું.

રાગ ઉપરનો.

હું છુ ઘણો અપરાધીરે, બાપલીયા, હું છું ઘણો અપરાધી. ટેક.
અપરાધીની એકજ ભ્રમણાં, તે અળગી કરી દો હમણાં;
આધી વ્યાધીને ઉપાધીરે. બાપલીયા. ૧
તે ત્રીતાપે તપી રહ્યો છું, માટે મુરખમાં ખપી ગયો છું;
સાયુજ મુક્તા ન લાધીરે, બાપલીયા. ૨
સત્ય અસત્યને જાણ્યું જ્યારે, અતી ઉર આનંદ ઉપજ્યો ત્યારે;
જ્ઞે પદ લીધું સાધીરે. બાપલીયા. ૩
અખંડ આનંદ ઉપજ્યો ઉરમાં, સાચે સાચો ભરાયો સુરમાં;
ટળી વલ્લભની વ્યાધીરે. બાપલીયા. ૪

## પદ ૬૬ મું.

રાગ ઉપરનો.

કૃપા કીંકરપર કીધીરે, કૃષ્ણ પ્રભુએ, કૃપા કીંકરપર કીધી. ટેક.
કૃપા કીધી દીન દાસ જાણી, ગીતાજીમાં વદીયા વાણી;
મોક્ષની સીડી દીધીરે. કૃષ્ણ પ્રભુએ. ૧
અવિચળ કેરૂં ભાન કરાવ્યું, ભાન કરાવી ધ્યાન ધરાવ્યું;
દેખાડી સડક સીધીરે. કૃષ્ણ પ્રભુએ. ૨
ગીતા પાઠ ભલે જીવ કરતા, કીલ્લે કર દેઈ ભલેને ફરતા;
પણ તમ સાન નથી લીધીરે. કૃષ્ણ પ્રભુએ. ૩
વાંચી વાંચી જાણી બીના, પણ જળમાં તરશી રહી મીના;
તેમ રહ્યા નવ નીધીરે. કૃષ્ણ પ્રભુએ. ૪
કૃષ્ણ કૃપા વણ કાંઇ વળે ના, જ્ઞાન વિના સત્ય પદ મળે ના;
વલ્લભે તે ગોળી પીધીરે. કૃષ્ણ પ્રભુએ. ૫

---

## પદ ૬૭ મું.

રાગ ઉપરનો.

ઝટપટ દરસણ દોનેરે, દાદાજી, ઝટપટ દરસણ દોને. ટેક.
હું છું દાસ દરસણનો ભુખ્યો, વાર કરો તેથી જીવ દુખ્યો;
આ શેવકની શેવા લ્યોનેરે. દાદાજી. ૧
શા સારૂ કીંકર કલપાવો, દર્સણ દેઇ મોઢું મલપાવો;
જે કેહેવું હોય તે કયોનેરે. દાદાજી. ૨
પરોક્ષ ભાવે દર્શણ માગું, અપ્રોક્ષમાં રેહેવાનો લાગું;
છતાં તરછોડો શોનેરે. દાદાજી. ૩
વલ્લભ જાંખી ચ્હાય તમારી, ટુંકી અરજી એજ અમારી;
સદા મમ લક્ષમાં રોનેરે. દાદાજી. ૪

---

## પદ ૬૮ મું.

રાગ ઉપરનો.

જુવો શેવકના સામુંરે, અંતરયામી, જુઓ શેવકના સામું. ટેક,
આ શેવકના સામુ જુઓ, માયામાં હું દુખી હુઓ;

સમજ્યો આ સુખ નકામુરે. અંતરયામી. ૧
સત્ય અસત્યને જાણ્યું જ્યારે, જ્ઞાન ભાન મુને આવ્યું ત્યારે;
માયા ધુળ શીદ ઉથામુરે. અંતરયામી. ૨
જનમો જનમ મેં કીધું એવું, નીરવરતી કીયે કાળ લેવું.
હવે આપ શર્ણ વિરામુરે. અંતરયામી. ૩
નમી નમી પાવલીયે લાગુ, માગી માગીને બે માગું;
પેહેલી લક્ષ ચોરાશી વામુરે. અંતરયામી. ૪
દેહે દેહે જીવ ચઢયો ઉકાળે, તમ વણ તે દુખ કોઇ ન ટાળે;
વળી બીજુ મોક્ષપદ પામુરે. અંતરયામી. ૫
તે વણ ત્રીજું ન જોઇએ મ્હારે, સ્થંભી રહ્યો છું તમ આધારે;
વલ્લભ વદે શીશ નામુરે. અંતરયામી. ૬

## પદ ૬૯ મું.

પાવલીએ લાગુ એ રાગ.

ગર્ભવાસથી જીવ ત્રાસ્યો, ઓ પ્રેરક પ્રભુ.
જે પદે આનંદ ભાસ્યો, ઓ પ્રેરક પ્રભુ. ટેક.
આવાગમન છુટી જાશું, ઓ. તેવારે નિવ્રત થાશું. ઓ. ૧
પ્રેમ પુર્વક માગણ માગું, ઓ. લળી લળી ચરણે લાગું. ઓ. ૨
હુંતો શેવક ગાંડો ઘેલો, ઓ. છુટવા માગુ વ્હેલો વ્હેલો. ઓ. ૩
ગરજી અરજી કરૂં બાપા, ઓ. છોરૂના સાંભળો અદાપા. ઓ. ૪
છોરૂં કછોરૂં થયું હશે, ઓ. મા બાપ મુકી કયાં જશે. ઓ. ૫
કેઇ પેરે કીંકર તરશે, ઓ. તમ વણ ક્ષમા કોણ કરશે. ઓ. ૬
મુકો તો અટવાઇ મરશે, ઓ. કોને ખોળે શીશ ધરશે. ઓ. ૭
નહી વેઠુ બીજાનો તાબો, ઓ. દાસોને રૂદીયાસું દાબો. ઓ. ૮

## પદ ૭૦ મું.

રાગ ઉપરનો.

વિશ્વંભર વિશ્વના પતી, મુજ સામુ ભાળો;
મોક્ષ મારગની દ્યો મતી, ચોરાશી ટાળો. ટેક.

તમ વિના કોને જાચું, મુજ. મેં તો જાણ્યું તમ પદ સાચુ. ચો. ૧
જોયો મેં જ્ઞાન કાંડ ફેંદી, મુજ. જાણ્યું તમારો છું કેદી. ચો. ૨
જેલર જગતના તમો, મુજ. દેહ બેડી બંધન અમો. ચો. ૩
કોલ દેઇ ગર્ભથી છુટયો, મુજ. પછી વિશ્વાસઘાતી ઉઠયો. ચો. ૪
માયાના લોભે અષ્ટાયો, મુજ. હવે સમજ્યો ને પસ્તાયો. ચો. ૫
તરેહ તરેહનો અપરાધી, મુજ. માયાને સંગે ધાપ ખાંધી. ચો. ૬
જખ મારી તે ભુલ્યો ચુકયો, મુજ. મુળ બ્રહ્મ ભજવો મુકયો. ચો. ૭
આવાગમનથી છોડો, મુજ. મોક્ષ મારગે જીવ જોડો. ચો. ૮
હડશેલી આધા કાડો અમને, મુજ, પણ નથી છોડવાના તમને. ચો. ૯
માર મારો તો માર ખાશું, મુજ. મુક્ત કરો તો મોક્ષ જાશું. ચો. ૧૦
પછી નહી આવું જેલ પાસે, મુજ. અરજી કરી છે વ્યાસે દાસે. ચો. ૧૧

## પદ ૭૧ મું.

વરઘોડા વરઘોડા. એ રાગ.

બલીહારી બલીહારી, પ્રભુની બલીહારીરે. ટેક.
અમુલ્ય રચના આપે રચી છે, પશુ પક્ષી નર નારી. પ્રભુની. ૧
જુજવાં ઝાડ પાન જુજવી ખોરાકી, જુજવા ધર્મ અધીકારી. પ્ર. ૨
રવી સશીને તારા મંડળ તે, પ્રકાશ દે માહા ભારી. પ્ર. ૩
વાયુ દેવતા વાયુજ ઢાળે, આપે શીતળતા સારી, પ્ર. ૪
માહા વેઘવાળો મેઘ બનાવ્યો, દે જળ મુશળધારી. પ્ર. ૫
પાકની પ્રકાશની અગ્ની બનાવી, કરે તે ન્હોકરી અમારી. પ્ર. ૬
તે ઉપકાર કેમ કરીને ભુલીયે, ભુલ્યો તેણે જખમારી. પ્ર. ૭
જનમતાં પેહેલાં ધાવણ ભરીયાં, અતુલ્ય છો ઉપકારી; પ્ર. ૮
દાસ ને વ્યાસ વદે ચોરાશી ભટકયા, હવે આવી સુધ્ય તમારી. પ્ર. ૯

## પદ ૭૨ મું.

રાગ ઉપરનો.

રણછોડા રણછોડા, રણછોડરાય, રણછોડારે. ટેક.
મેઘનું મફલીયું પાણી પીધું છે, હોઢયો છે સ્વારથનો હોડો. ર. ૧

ભોમી માતાને ભારેજ મારી, સુઓ બેસો ને દોડો. ૨. ૨
રવિ સશીનો પ્રકાશ લીધો, તે લાભ નહી કાંઇ થોડો. ૨. ૩
વણ પૈશે હવા લીધી વાયુની, તે દેવું ચઢેલું તોડો. ૨. ૪
અગ્નીએ અતી ઉપકાર કીધો, નહી જેનો જગમાં જોડો. ૨. ૫
તે બધો બદલો વળાવો બાપજી, વશ વ્યાસ મન વેધી ઘોડો. ૨. ૬

## પદ ૭૩ મું.

રાગ આશાગોડી.

દરસણના અભીલાશી, માઇક જીવ, દરસણના અભિલાશી. ટેક.
દરસણ કરીને માગતા માગણું, દેજો દામ દાસને દાશી. માઇક. ૧
છેવટ કાયાનું કલ્યાણ માગે, અજ્ઞાનની એ હાંશી. માઇક. ૨
જ્યાં ને ત્યાં જેજે કરતા ફરવું, થાવાને વૈકુન્ઠવાસી. માઇક. ૩
પણ સમજ્યા વણ સરવે ખોટું, જોને તું ગીતા તપાસી. માઇક, ૪
દર્શણે ઉધવ ભવ નવ તરીયા, ન તર્યો દુર્યોધન રાશી. માઇક ૫
દર્શણે તરે તો ત્રેતા દ્વાપરના, કોઇ જીવ રહે ન વાશી. માઇક. ૬
સમજ્યા વિના શું થાય દર્શણથી, સત્સંગ વણ ફંદ ફાંશી. માઇક. ૭
સત્સંગે વલ્લભ જ્ઞાનની પ્રાપ્તી, તે જ્ઞાને મળે અવિનાશી. માઇકિ. ૮

## પદ ૭૪ મું.

વેચશું ભક્તીના નાણા એ રાગ.

પેટ મીથ્યા વગોવાય છે, મનુશમાં, પેટ મીથ્યા વગોવાય છે. ટેક.
પેટ જેટલો ઉધોગ પક્ષીનો, નિત્ય તેનું પેટ ભરાય છે;
બીજા દીવસનું લાવી મુકે નહી, પણ કોણ ભુખે મરી જાયછે. મ. ૧
ઉંદર ખીશ્કોલાં સંગ્ર નથી કરતાં, પણ તે નીત્યાન ખાય છે;
તેમ કોઇ ભુખ્યું સુઇ નથી રહેતું, શાહેજ પેટનું પુરૂં થાય છે. મ. ૨
મનુશ કહે છે પેટને માટે, ઉધોગ કરવા જવાય છે;
તે બધું બોલવું પ્રપંચનું છે, ઉંચી હવેલીયો ચ્હાય છે. મ. ૩
ઘરેણાં ગાંઠાંને ઘોડા ગાડીયો, કરવાની ઉર ઇચ્છાય છે;
ગ્રસ્ત કેવરાવવા મ્હોટા ગણાવવા, મ્હોટાઇની મ્હોકણ મંડાયછે. મ. ૪

પદ લેવું શેઠનું નામ દેવું પેટનું, આરોપ પેટને મુકાય છે;
વ્યાસ વદે જુઠુ બોલ્યામાં જોજે, આગળ વલે શી થાય છે. મ. ૫

## પદ ૭૫ મું.

રાગ ઉપરનો.

આગળ ખબર બધી પાડશું, ઓ જુઠડા,
આગળ ખબર બધી પાડશું. ટેક.
જવાનીનો જોગ ધન મદ વૈભોગ; તે સર્વે સોધી કાડશું;
કરેલાં કર્મનાં ઢાંકેલા પોપડા, હશે તેટલા ઉખાડશું, ઓ.
કેવાં કરમથી કેટલું કમાણા, તે સર્વે ઉઘાડું પાડશું;
તે વેળા જોજે શું શું થાય છે, તાડણ કરાવશું ને તાડશું. ઓ. ૨
હાલ કરશો તેમ કરવા દેશું, રમશો તેમ રમાડશું;
વલ્લભ વદે છે આને આ જનમે, ઘડપણમાં દેખાડશું. ઓ. ૩

## પદ ૭૬ મું.

સીતાજીના મહીનાનો રાગ.

પ્રભુ વ્રધ્ધ વયે અતી દુખ, જરા સુખ ના મળે;
અશકતી શરીરની થાય, નેત્રોમાં નીર ગળે. ૧
પડે દંત બોબડું બોલાય, પડે થુંક નિસરી;
દીકરા વહુઓ ને બાળ, બેઠાં કરે ઠીસરી. ૨
વળી કાને પડે બેહેરાશ, કાયા લાશ જાય છે.
તેમા અનંત તરેના રોગ, એ ભોગ ભોગવાય છે. ૩
વસ્ત્ર બગડે ને બબડે સર્વે, ગર્વ ઉતરે ઘણો;
કોઈ કાને ધરે નહી બોલ, કરો તોલ તે તણો. ૪
પછી કફ પીતનું થાય જોર, પેઠો ચોર જાણીએ;
નસો નાડીની તાણા તાણ, અંતર ઓછું આણીએ. ૫
ઘેરે ગળફા છાતીમાં સ્વાસ, પડે ત્રાસ તરફડે;
મુખડે તાળું દેવાય, હઇયામાં તે બરબડે. ૬

પહેલી આવે મક્ષીકા એક, પુંઠે જમ આવશે;
ભયંકર દેખડાવે રૂપ, પછીથી દબાવશે. ૭
તેવી વેળા તું પસ્તાય, ઉપાય ચાલે નહી;
મનના મનસુબા જેહ, રહે તેહ મન મહી. ૮
પછી બીજે ગરભે સોસાય, એ જીવની રીતડી;
વદે વલ્લભ માનો શીંખ; બાંધો પ્રભુ પ્રીતડી. ૯

## પદ ૭૭ મું.

વેચશું ભક્તીના નાણા એ રાગ.

ત્રષ્ણા કોની ના ટુટે; મરતાં લગી, ત્રષ્ણા કોની ના ટુટે. ટેક.
ઘડપણ આવે ને મંદવાડ આવે, પણ માયા મનથી ન છુટે;
ઘડી સાહ્યત હોય તો પણ પૈસા, સારૂ છાતીયો કુટે. મર્તા, ૧
સીલીક તપાસવા લે કોઇ કુંચીઓ, તો તેના હાથમાંથી ઝુંટે;
મુઆ પછીથી જ્હાય જાઓ ગાડાં, હાલતો ખજાનો ખુટે. મર્તા. ૨
શું મને મરવો ધાર્યો છે સરવે, એમ કહી લડવા ઉઠે;
એવા જમ જેને હાથે બેઠેલા, તેને કેમ રામજી ન રૂઠે. મર્તા. ૩
જખનો મારનાર જાય જમ હાથે, ત્યારે લુટનાર લુંટે;
વલ્લભ વદે એવા નીરભાગીઓનું, છેવટે કીસમત ફુટે. મર્તા. ૪

## પદ ૭૮ મું.

જેને વેર હરીજન હરીજસગાય એ રાગ.

ક્યરપીનું કમારગ જાય, ત્યારે પાછળથી પસ્તાય. ટેક.
હરીનો ભાગ ડુબાવે કંજુસ, કુમારગે કુટાય;
કાં કોઇ જાશે છળે છેતરી, કાં રસ્તે લુટાય. ક્ય. ૧
દશાંઉંશ ભાગ છે સૌમાં હરીનો, પણ તે નવ્ય લ્હેવાય;
તવ તે બદલો વાળે પ્રભુજી, ખાટલે પડીને ખાય. ક્ય. ૨
ધંધો ચુકે ને પોક મુકે, વૈદવારૂ કમાય;
ભુઆ ધુણી ભુત ધુણાવે, દાક્તર દારૂ પાય. ક્ય. ૩

અણુ ચીતવ્યો કાં અગની ઉઠે, મીલકત લાગે લ્હાય;
ઘણા દીવસનું લેહેણું થએલું, હરીથી કેમ મુકાય. કય. ૪
કાંતો ખાતર પડે ખજાને, કાંતો જણશ ખોવાય;
કાં ખોટ ખવરાવે વ્હેપારે, કાં પઇસા ઘલાય. કય. ૫
હાકમ દંડે રાજા દંડે, કાં ખોટો સપડાય;
આવે આંચો કાં દે લાંચો, જખમારી ખમાય. કય. ૬
કાં ઘર પડે કાં મરે નારી, કાં વ્યસને દોરવાય;
કાં બારમાપર બારમા આવે, કાં વસ્ત્રો ખેરીખાય. કય. ૭
ખેતી કરાવે બી નંખાવે, જળ વણ તે સુકાય;
કાંતો વિશેષ વૃષ્ટી વરસે, બોળાય કે કોહોવાય. કય. ૮
કાં મરે મૈસી કાં બળદીયો, કાંતો કપુત પ્રજાય;
કુમારગે તે વાપરી નાંખે, ત્યારે હાથ ઘસાય. કય. ૯
કાંતો પેટ પરવારી બેસે, પીત્રુ વારસ થાય;
કાંતો ભોગ પડે ભાણેજને, કાં જમૈ કર સહાય. કય. ૧૦
ભોમી હરીની જળ હરીનું, તે દાણુ ન દેવાય;
સવળો દુધ ના પીએતો અવળો, રાખી પેશાબ પાય. કયે. ૧૧
ઘણા દીવસ લગી વાટડા જુએ, પછી પ્રભુ કોપાય;
વલ્લભ વદે દસાંઉશ ભાગતો, વસુલ કરે જગરાય. કય. ૧૨

---

## પદ ૭૯ મું.

વેચશું ભક્તીના નાણા એ રાગ.

છત દેખી શું છાકયો, મુરખ જીવ, છત દેખી શું છાકયો. ટેક.
ઘોડા ગાડીને બગીચોમાં બેઠો, મોટાઇનો મમત્વ રાખ્યો;
ફોનોગ્રાફ હારમોનીયા ને નરઘાં, શબ્દ વિષય સ્વાદ ચાખ્યો. મુ. ૧
નાટક નાયકા અત્તર ફુલેલ વળી, કીરતિ તમાસા તાકયો;
ધાંટા કાઢીને ગાજ્યો ગરીબપર, દારૂણુ દૈવત દાખ્યો. મુ. ૨
તુજ જેવા કૈં થયા ને થાય છે, ઉડી જાય છે જેમ માંખ્યો;
તારા વડીલોને ઉડતાં તેં જોયા, શું ફુટી ગઇ છે આંખ્યો. મુ. ૩

લીંબડે લીંબોળી મિષ્ટ થાય પાકી, પણ પાપી જીવ ના પાકયો;
વલ્લભ વદે એવા ધન મદિયાને, ઠબકો દેઈ દેઈ થાકયો. મુ. ૪

## પદ ૮૦ મું.

રાગ ઉપરનો.

લેઈ લ્યો લક્ષ્મી તમારી, સામળીયા, લેઇ લ્યો લક્ષ્મી તમારી. ટેક.
લક્ષ્મી આપો તો સદ બુધ્ધી આપો, નહી તો લક્ષ્મી વિકારી;
પંચ વિશયના ભોગ ભોગવાવે, પછી ઓકાવે ભારી. સા. ૧
ઉંચા ચઢાવી નીચે પછાડે, નાંખે વણુ મહોતે મારી;
લક્ષમી દેખીને લક્ષ ફરી જાય છે, શું કરે બુધ્ધિ બીચારી. સા. ૨
કામ ક્રોધ મોહ લોભ ને મદ મચ્છર વધીને થાય અહંકારી;
ચક્ષુ તો ચોગરદમ રહે ફરતા, વ્રતીતો વિભીચારી. સા. ૩
મારી પાડે માનમાં તોફાની તાનમાં, કરાવે અસર નઠારી;
વ્યસનમાં નાંખે ક્રોધ રદે રાખે, ખાન પાનની ખુવારી. સા. ૪
એવી તો લક્ષ્મી દેશો ના દાસને, છોને રહું સદા ભીખારી;
વલ્લભ વદે રહેજો પ્રભુ રદે, વિકારી માયા નહી સારી. સા. ૫

## પદ ૮૧ મું.

રાગ ઉપરનો.

ક્રોધજ કરમ ચંડાળ છે, મનુશમાં, ક્રોધજ કરમ ચંડાળ છે. ટેક.
ક્રોધીમાં ના હોય જ્ઞાન અલોકીકનું, ક્રોધીના મુખમાં ગાળ છે;
દ્રેશ કલેશ વ્હેર ઝેર ઉઠે અંતર, સોધે સામાનાં શાં આળ છે. મ. ૧
રદયનું રૂધીર તપ્યા કરે તનમાં, આંખમાં અગ્નીની જવાળ છે.
જ્ઞાન ધ્યાન કરે વૈરાગી વેશ ધરે, પણ પાપી વિકરાળ છે. મ. ૨
અંતરમાં કોરૂં મોઢામાં ભીનું, તે ભીનું ગંદકીની ખાળ છે;
જ્ઞાન વિનાનું બમણું બોલે પણ; અજ્ઞાન રૂપ ન્હાનું બાળ છે. મ. ૩
ક્રોધે ચઢયો તે પડયો નરકમાં; ક્રોધ ગબડયાનો ઢાળ છે;
વ્યાસ વલ્લભ વદે ક્રોધી જનને, આખા જગતની ફાળ છે. મ. ૪

## પદ ૮૨ મું.

રાગ ઉપરનો.

ખબર તમારી લૈશું, ફાટેલ ભાઇ, ખબર તમારી લૈશું. ટેક.
ફાટજો ફાટવું હોયે તેટલું, ટગ ટગ ટગ જોઇ રૈશું;
જાણશો નહિ છાનું છે અમોથી; કરણી તમારી ત્યાં કૈશું. ફા. ૧
કરજો અપરાધ કરવા હોય તેટલા, સ્હેવાશે ત્યાં લગી સ્હૈશું;
ચમકયાની ચરચા જોયા કરવિ છે, છેવટ ત્યાં ચાડી ખૈશું. ફા. ૨
કર કરવું હોય તે બાકી ન રાખતો, જોઇશું ને શત્રુ થૈશું;
ચેતવું હોય તો ચેતતા રહેજો, ચોખી જુબાની ત્યાં દૈશું. ફા. ૩

## પદ ૮૩ મું.

રાગ સુરદાસનો.

આયુશ કરવો પુરોરે, જન્મ મળ્યો તો, આયુશ કરવો પુરો. ટેક.
કર્યાં કરમનું સુખડું મળશે, કર્યાં કરમનું દુખડું દળશે;
ચાહ્ય કરો કાયાનો ચુરોરે. જન્મ મળ્યો તો. ૧
પંચ વિશય સુખ દસ ઘટીકા, સયન સુખ છે બાર ઘટીકા;
અડત્રીસ ઘટી શોક બુરોરે. જન્મ. ૨
ઉંડા ઉતરી વાત વિચારો, તવ સંસાર સાર જડશે સારો;
સાર શોધ્યા વણ ઝુરોરે. જન્મ. ૩
પુરણ ત્રપ્તી કોઇ ન પામ્યો, મનુશનો દેહ મીથ્યા વામ્યો;
મુકી ગયા ધંધો અધુરોરે. જન્મ. ૪
કહું સ્વારથ વણ સમજો શાણા, કાં હો રાજા રહીઅત રાણા;
સત્ય પદ મેળવે તે સુરોરે. જન્મ. ૫

## પદ ૮૪ મું.

વેચશું ભકતીનાં નાણાં-એ રાગ.

ભભકાથી સૌ ભુલ્યા, ધરમમાં, ભભકાથી સૌ ભુલ્યા. ટેક.

ધર્માચાર્યોના ભભકા ભાળી, દર્શણ કરીને ફુલ્યા;
કાંતો પ્રસાદમાં પોમૈ ગયેલા, કાંતો આઉકારમાં પુલ્યા. ધ. ૧
કાંતો આચાર્યના હાથી ઘોડા જોઇ, કાંતો જુથ જોઇ ઝુલ્યા;
વ્યાસ વલ્લભ વદે અજ્ઞાની લોકો, મુનશા દેહથી હુલ્યા. ધ. ૨

## પદ ૮૫ મું.

રાગ ઉપરનો.

મોક્ષ મારગ છે અનાદી, વિચાર કરો, મોક્ષ મારગ છે અનાદી. ટેક.
સત્ય ત્રેતાને દ્વાપર યુગમાં, કરતા જપ તપ સમાધી;
ચોરાશી પામવા કે મોક્ષ પામવા, નીસ્ચે કરો વિવાદી. વિ. ૧
કળીના જીવને ચોરાશીનું કોʼતો ઉપજે અતી ઉપાદી;
મોક્ષની આશીશથી આનંદ પામે, વલ્લભે લીધું તે સાધી. વિ. ૨

## પદ ૮૬ મું.

રાગ સીંધુ.

કળજુગના ભગ્તો, કેમ કરી ચઢે જ્ઞાને.
સત્સંગી વાતો સાંભળતાં, આંગળીયો દે કાનેરે. કળ. ટેક.
એક દેશી મન માંની બેઠો, સર્વ દેશી નવ સુણે;
ઘણા દીવસનું ભુત ભરાયું, બેઠો બેઠો ધુણેરે. કળ. ૧
બાળકને ધાવણ વ્હાલું તે, અન ઉપર અભાવો;
મોઢું બગાડે ઓકી કહાડે, ન લે સદાનો લ્હાવોરે. કળ. ૨
અફીણ એળીયો મરચુ માટી, માતા ચોપડે સ્થાને;
પણ મુરખો ધાવણ ના મુકે, કોનુ કહ્યું ના માનેરે. કળ. ૩
માહાત્મા માતા રૂપી થઇને, અન પર જો ચઢાવે;
પણ આગળ ચઢવા નીરાશી, આપ ચરિત્ર લઢાવેરે. કળ. ૪
સર્વ દેશીની સમજ કયાંથી, સાંભળ્યા વિના આવે;
લક્ષ ચોરાશીના ભોગદારી, તેને કેમ કરી ફાવેરે. કળ. ૫

સકળ દેશી સુણતાં આવે, જ્ઞાન વૈરાગ્ય ને ભગ્તી;
જ્ઞાને કરી ને છુટે વલ્લભ, વળી વ્હેવાર આશકતીરે. કળ. ૬

## પદ ૮૭ મું.

રાગ ઉપરનો.

ઓ ધર્માચાર્યો, પહેલું કલ્યાણ ઇચ્છો ઘરનું;
આપનું કલ્યાણ કરી ન જાણ્યું, તો શું કરશો પરનુંરે. ઓ. ટેક.
રામ મંત્ર કે કૃષ્ણ મંત્ર વળી, વાસુદેવનો મંત્ર;
આપી શેવકને હાંકી કાઢયો, તે કેમ ચાલે તંત્રરે. ઓ. ૧
કરણ ફુંકીને ભેટયો લીધી, પેટ પોષણને સારૂ;
એવું કરવાથી ધરમમાં, વળી ગયું અંધારૂરે. ઓ. ૨
એ લક્ષણ નહિ ગુરૂજીનાં, નીવડયા પૈસા હેરૂ;
મ્હેતાજીની દેખરેખ વીના, બાળ બને વનેરૂરે. ઓ. ૩
પધરામણીમાં પગલાં પાડી, ખુરશી બેશી ઉઠયા;
સત્સંગ છાંટો કાને ન પાડયો, વદે વલ્લભ રામ રૂઠયારે. ઓ. ૪

## પદ ૮૮ મું.

રાગ ઉપરનો.

કળીયુગના શિષ્યને, એવા ગુરૂથી પડયું સેલું;
સત્સંગે સમજવાનું તે, લાગે ગાંડુ ઘેલુંરે. ક. ટેક.
જમવું રમવું રળવું મુકી, એ માથાં કોણ ફોડે;
સુસ્ત મ્હેતાને આવ્યું ફાવતું, ફરતાં ગાડી ઘોડેરે. ક. ૧
ભણનાર ભણાવનાર બેઉ ભુલ્યા, લેવો પૈસો પરાયો;
ટીલું તણાવી આંકી મુકયો, જેવો હાંઢ હરાયોરે. ક. ૨
કૈં જાણે ધરમી છૈએ તો, પ્રભુ પૈસા આપે;
પણ પૈસા દઇ છાકે છકાવી, પછી ટાંટીઆ કાપેરે. ક. ૩
શિષ્યો ગમ લે જો ગુરૂની, ગુરૂ જ્ઞાનજ દેજો;
જ્ઞાને ધ્યાને ચઢાવીને, વલ્લભે લ્હાવો લેજોરે. ક. ૪

## પદ ૮૯ મું.

રાગ ઉપરનો.

મુરખજન કહે છે, વિશ્વંભર વાણીમાં નાવે;
વાણીમાં આવે નહી તો, કોનું નામ ભજાવેરે. મુ. ટેક.
વાણી વિના જે સમજ્યા તે, સમજણ આવી કયાંથી;
સમજી શીખીને આવ્યાતા, શું માના પેટમાંથીરે. મુ. ૧
જ્ઞાન ધ્યાન વાણી વડે છે, વાણી વણ શી વસ્તુ;
તમ વાણીમાં પ્રભુ ન આવો, આશીર્વાદ તથાસ્તુરે. મુ. ૨

## પદ ૯૦ મું.

રાગ ઉપરનો.

જે બીન્દુને તો, સુન્ય ઠરાવે છે ઠગણા;
સુન્ય મુન્ય મનાવે ઇશ્વરને, એવા નીવડયા નગણારે. જો. ટેક.
બીન્દુ એટલે બે વિનાનું, અદ્વેત જેને કહે છે;
સુન્ય શબ્દ તે સુન્યાકાર જો, અચૈતન્ય નામ દેછેરે. જો. ૧
સુન્ય એટલે સુને સુનું, મોંહોનું ઠોકી માર્યું;
કળયુગના કાળછારા જીવે, વ્યાસ વદે શું ધાર્યુંરે. જો. ૨

## પદ ૯૧ મું.

નાથ કેસે ગજકો બંધ છુડાયો-એ રાગ.

ભાગે ભેદ તો વેદ ભણીયો માનું, પહેલું મુખ વાકય કે પહેલું પાનું. ટેક
જો પહેલું પુસ્તક પાનુ કોહો તો, કોણ પત્રે કોણ લખનારો;
મુખ વાકય કોહો તો તેને બતાવો, કીયું મુખ કોણ બકનારો. ભા. ૧
અહંબ્રહ્માસ્મી એટલે હું બ્રહ્મ, કોણે કોને કહ્યું એવું;
કોના પુછયાથી કહેવું પડીયું, મુળ સોધન તે લેવું. ભા. ૨
કોણે પુછયું કે હું કોણ છું ત્યારે, તત્વમસી કહેવું પડીયું;
બ્રહ્મ તે હતો તો શું ન્હોતો જાણતો, શું કાંઈ અજ્ઞાન ચડીયું. ભા. ૩

અયમાત્મા બ્રહ્મ તે વાકયનો અર્થ, આત્મા બ્રહ્મ ગાયો;
અન્ય પ્રાણી કીયો બ્રહ્મ નહોતો, શું કારણ શબ્દ ઉઠાયો. ભા. ૪
જો બીજુ બ્રહ્મ નહોતું કોહોતો, સહુ બ્રહ્મ શ્રુતી ખોટી;
એ શ્રુતિને ખરી કહોતો, શંકા પડે છે મોહોટી. ભા. ૫
બ્રહ્મ વિદ બ્રહ્મૈવ ભવતી, આ શ્રુતિ પડશે જુઠી;
આ શ્રુતિને સત્ય કહો તો, ઉપરની જશે ઉડી. ભા. ૬
એવા તો વેદના ભેદ છે ભારે, તે તો જ્ઞાની જન જાણે;
ભેદ ન ભાગે તો વેદ ભણેલો, ભણયો પોપટ પ્રમાણે. ભા. ૭
કદી કહેશો વેદ બ્રહ્માએ ભાંખ્યા, તો બ્રહ્મા બ્રહ્મ કહીયે;
તે બ્રહ્મ કહીએ તો બ્રહ્મપુરીના, બ્રહ્મા કહો કોને લહીએ. ભા. ૮
બ્રહ્મ પહેલા કે બ્રહ્મા પહેલા, તે સહુ શંકા સમાવો;
સંભવિત ભાસે ન્યાય નિતિમાં, વિવેકમાં વરતાવો. ભા. ૯
એકલાં પુસ્તકોને વળગશો, તે સુકાં કાષ્ટનાં ઠુંઠાં;
અનુમાન ઉપમાને સીદ્ધ કરી દો, ત્રણ પક્ષ નહી કહું જુઠાં. ભા. ૧૦
ચાર પ્રમાણમાં ત્રણ મળે તો, તે માનું સીધાન્ત સાચું;
વલ્લભ પુછે જ્ઞાન થવાને, પ્રશ્ન કરી કરી રાચું. ભા. ૧૧

## પદ ૯૨ મું.

રાગ હોળીનો.

વસ્તુને શું જાણે વ્યાકરણી,
વ્યાકરણીરે, વસ્તુને શું જાણે વ્યાકરણી. ટેક.
વસ્તુને ન જાણે સુમત તાણે, બેઠા પુસ્તકને પરણી;
ન્યાય નિતી વિવેક ન વિચારે, વાતોમાં વાત વદે વરણી.
ન જાણે નીસ્ચેની નીસરણી. વસ્તુને શું. ૧
જ્ઞાન ગ્રંથે જેમ નાભી કસ્તુરી, પણ ઢુંડે હરણાને હરણી;
રણમાં રડવડે શોધવા સારૂ, સુંગે તરણાંને તરણી.
જેમ સોનું બ્હોળે સાવરણી. વસ્તુને શું. ૨
અતીશે અગની હોય ભરેલો, જેવી તરૂવરે અરણી;
પણ મથન વણ પ્રાપ્ત ન થાયે, વંજા શું સમજે હઘરણી.
હરી ફરી વિદ્યાથી કરણી. વસ્તુને શું. ૩

વનસ્પતી હોય અવનીમાં વલ્લભ, તે સ્વાદ જાણે ન ધરણી;
ગળા સુધી ગ્રત ભર્યું હોયે પણ, ચાખી શકે નહી બરણી.
વિદ્વાનોની વિદ પેટ ભરણી; વસ્તુને શું. ૪

## પદ ૯૩ મું.

રાગ ઉપરનો.

અખંડાનંદ પદછે ન્યારૂ,
છે ન્યારૂરે, અખંડાનંદ પદછે ન્યારૂ. ટેક.
તે પદ જાણે વિજ્ઞાની વિરલા, નહી ત્યાં અજ્ઞાન અંધારૂ;
નહી ત્યાં સ્વપ્ન સુસુપ્તી આ જાગ્રત, નહી હું તું કે મેં મ્હારૂ.
નહી ત્યાં તુરીયાનું બારૂ. અખંડાનંદ. ૧
નહી ગટાકાશ નહી મઠાકાશ, નહી મહદાકાશ વારૂ;
જ્ઞાન મુરતી આકાશે બીરાજી, જુએ ન જીવ વિકારૂ.
જાણ્યું વ્યાસે સારામાં સારૂ. અખંડાનંદ. ૨

## પદ ૯૪ મું.

રાગ ઉપરનો.

આત્માનો એક તાર લગાવો.
લગાવોરે, આત્માનો એક તાર લગાવો. ટેક.
સ્થુળ દ્રષ્ટી છોડી સુક્ષમ દ્રષ્ટી, કરી કારણને જગાવો;
કારણ છોડી મ્હાકારણે ચઢવું, ત્યાંથી પણ વ્રત્તી ડગાવો.
માઇક લક્ષણાને ભગાવો. આત્માનો. ૧
પીન્ડ બ્રહ્માન્ડથી પાર પડીને, પર્મ ગતીને હઠાવો;
તેને મુકીને આગળ વધવું, પર્મ પદે ચઢી જાવો.
વલ્લભ જેમાં એકજ થાવો. આત્માનો. ૨

## પદ ૯૫ મું.

રાગ હાલારી.

પ્રભુ પ્રેરક તમારે શર્ણ છું રે. મોક્ષ જતાં આડું નાવે કોય,
દીનાનાથ, પ્રેરક તમારે શર્ણછું રે.
પંદર તત્વનું સ્થુળ હાંઇમુકશું રે, તવ સુક્ષમ શરીર મ્હારૂં હોય. દી. ૧
પંચ વિષય છુટે મકારમાંરે, ત્યાં દર્સણ દેવાદીક ન્હાય. દી. ૨
પછી અકારે જાઉં ઉડતોરે, ત્યાંથી કારણ કાયા કેહેવાય. દી. ૩
ચાર અંતઃકરણ ત્યાં મુકશું રે, પછી વાસના શરીર રહે એક. દી; ૪
ત્યાં દર્સણ કરીને છોડુ વાસનારે, ત્યાંથી મુળ પદે પોહોચું છેક. દી. ૫
શીવ શકતી વિષ્ણુને વિનવું રે, માયા વ્યસીષ્ટ કરજો રક્ષાય; દી; ૬
કોઇ રોકે નહી મોક્ષ મારગેરે, કરજો વળાવું વલ્લભ ઇચ્છાય. દી. ૭

---

## પદ ૯૬ મું.

રાગ ઉપરનો.

પ્રભું બુડતાની બાંહ્ય ઝાલનાર છોરે, જેવો જળથી ઉગાર્યો ગજરાજ,
મહારાજ, બુડતાની બાંહ્ય ઝાલનારછોરે.
પ્રભુ જેણે બાનુ ગ્રહ્યું આપનુ રે, તેનાં સૌનાં સુધરીયાં કાજ. મા. ૧
પ્રભુ કૌરવને નીચુ ઘલાવીયુ રે, રાખી સભામાં પંચાળીની લાજ. મા. ૨
પ્રભુ પ્રલાદને સ્થંભે વરયારે, શંખ લેખથી ના વળી દાજ. મા. ૩
પ્રભું નરસૈ મેહેતાને રાખ્યા વર્ણમાંરે, નાગર નાતે કર્યાતા તાજ. મા. ૪
પ્રભુ અધમ ઓધારણ આપ છોરે, તેતો અનુભવ્યું મેં આજ. મા. ૫
વદે વલ્લભ દુર્લ્લભ છો દાસનેરે, માહારો કાનપર ધરજો અવાજ. મા. ૬

---

## પદ ૯૭ મું.

રાગ પુનમચંદનીનો.

આવો ઉપદેશવાસી, મુળ વતન સંભાળીએરે;
નહી દેશ પ્રદેશને વિદેશનું વતન;
જેણે જાણ્યો તેણે ઝાલ્યો મારગ મોક્ષનોરે. ટેક.

સાખી.

લક્ષ ચોરાશી જ્યાં નહી, નહી પંચવિશય ભોગ;
ક્ષુધા પીપાસા નહી, નહી નિંદ્રા નહી રોગ.
સદા અખંડ આનંદ પદ આપણું રે,
જ્યાંથી થાય નહી કો કાળે આવાગમન. આવો. ૨

સાખી.

કયાં હતા કયાં આવિયા, કયાંથી ખાધી ભુલ;
ગુરૂ ઘર બતાવીયું પંથ જડયો અમુલ્ય.
તેવા મારગમાં લુંટારા, કોલુંટે નહીરે;
રસ્તે ન રોકે બ્રહ્મા વિષ્ણુ મહેશ. આવો. ૨

સાખી.

ભાગી ભ્રાન્ત શાન્તજ થયા, વઝ્યો વડો સંતોશ;
તન ત્રષ્ણા ટુટી ગઇ, મટી ગયો સહુ શોશ.
શાન્તી શાન્તી શાન્તી શાન્તી વલ્લભ સાધીએરે;
સાધ્યે સાધ્યે થાશે અચળ પદ પરવેશ. આવો. ૩

---

## પદ ૯૮ મું.

રાગ ઉપરનો.

બેસો ગુણીજન ગુરૂગમ લીજીએરે;
પ્રથમ પેહેલા પડીએ પ્રેમ વડે પાય,
પછી થાય ખુશી ત્યારે પ્રષ્ણો કીજીએરે. ટેક.

કાળુ તાળુ રદયનું, ચાવી ગુરૂ પાસ;
શીખવે કળ ઉઘેડતાં, જે થઇએ દીનદાસ.
જો કળ જડે તો બળ આવે આ જીવમાંરે;
તેતો જીવ ટળીને જરૂર થાયે શીવ. બેસો. ૧

સાખી.

શીવ થયે મટે સોસના, ટળે; જનમને મર્ણ;
પ્રતાપ તે ગુરૂ તણાં, તેથી થઇએ શર્ણ.

એવા ધર્મ પીતાની પાદુકા ધોઇ પીજીએરે;
તેતો ચર્ણામ્રતનો મોહોટો ચમત્કાર. બેસો. ૩

સાખી.

ઉપાન કરૂ મમ ચામ્રનાં, તોહે ના વળે પાડ;
ઉગાર્યાં આલોકથી, ટળ્યો ગર્ભનો ખાડ.
સદા દુખ નીવરતી અખંડ સુખની પ્રાપ્તીરે.
એવા ગુરૂને છે વલ્લભ નમસ્કાર. બેસો. ૩

## પદ ૯૯ મું.

વરસોડો વરસોડો. એ. રાગ.

ધે ધ્યાનમાં ધે ધ્યાનમાં, ધાતાજન, ધે ધ્યાનમાંરે. ટેક.
હરતાં ફરતાં હાલતાં ચાલતાં, ત્રીકમજીના તાનમાં. ધાતા. ૧
હસતાં રમતાં જમણુ જમતાં, વિનોદ ગમ્મત જ્ઞાનમાં ધાતા. ૨
અંગ હલવેને સંસાર ચલવે, મુળ માલીકના ભાનમાં. ધાતા. ૩
દેશ જેવો વેશ પણુ ઉપદેશવાળો, સમજે વ્યાસની સાનમાં.ધાતા. ૪

## પદ ૧૦૦ મું.

રાગ ઉપરનો.

જખ મારે જખ મારે, નાસ્તીક જીવ, જખ મારેરે. ટેક.
મન હતું નાસ્તીક પણુ થયું આસ્તીક, સત્યા સત્ય ભાસ્યું ત્યારે. ના. ૧
ચાખ્યા વિના શું સ્વાદ જાણે જીભડી, સાકર ન ખાય ખર કયારે. ના. ૨
જાણ્યું નથી તો જેવાનું કયાંથી, સત્સંગ વિના ઉધારે. ના. ૩
ગુરૂ વિના તો ગમ શી અગમની, મોક્ષેચ્છુ વાત વિચારે. ના. ૪
વ્યાસ વદે વાચાર્થી વાચામાં, જ્ઞાન વણુ નામ પોકારે. ના. ૫

# ખુલાસાની સોરઠા સાખીયો.

## ૧૧મા પદનો ખુલાસો.

જગત ભગત દેખાય છે, પણ તે ટીલવા લોક;
અવળ સવળ સમજે નહી, સમજે વિરલા કોક. ૧

## ૧૨મા પદનો ખુલાસો.

ભેટ નહી ભગવાનને, શેવા પુંજા બદલ;
પુંજારી કાજ મુકાય છે, એ ઇનસાફ અદલ. ૧
તે ભાવે ભેઠ મુકવી, તો નાવે કૈં બાધ;
દાતાને શું દેઇએ, પુરણ રાખવું યાદ. ૨

## ૧૩મા પદનો ખુલાસો.

જળાધારી યોની નહી, જળ ઝીલવા આધાર;
શીવનું શીશ નિલીડ છે, એજ સવળો ઉચ્ચાર. ૧

## ૧૪મા પદનો ખુલાસો.

અલબેલી કેહેવી નહી, અંબાને કો કાળ;
ભુંડુ ભક્ષ ને વ્યસન તે, કથે કરમ ચંડાળ.

## ૧૫મા પદનો ખુલાસો.

અઘટીત ઉપમા હરીતણી. સુણે સુણાવે વદન;
લખ્યું કીયા પુરાણમાં, વિચારો હરીજન.

## ૧૬મા પદનો ખુલાસો.

તુળશી લગ્નને કાચી માંજર, એ છે અવળું કૃત;
વ્રંદા દળ ખાવું નહી, લેવું ચર્ણામ્રત.

## ૧૭મા પદનો ખુલાસો.

ઇશ્વર માને જીવને નહી કરે વીચાર;
પ્રલાદજીનો બાપ તે, હીર્ણાકશ્યપ અવતાર.
કળીના શ્રી કર જીવતે, શીવમાંની રહે મગ્ન;
તોલ વિના બોલબોલતા, ક્યાં અલ્પજ્ઞ સર્વજ્ઞ.

સમાપ્ત.

# પ્રસીદ્ધ ખબર.

માહારાજશ્રી વ્યાસજી વલ્લભરામ સુર્યરામના પુત્ર ચીરનજીવી રમુજીલાલ વલ્લભરામ તે સરવે ધર્માસ્તીક મનુષ્યભાઇઓને જણાવું છું કે નીચે લખેલાં જ્ઞાનમય પુસ્તકો મંગાવી વાંચો ને વિચારો. હાલ સર્વ અવળી ભક્તી લેઇ બેઠા છે તેથી કળયુગનુ બળ વધવા લાગ્યું છે.

## જ્ઞાનમય પુસ્તકોની સુચના.

| | |
|---|---|
| ભાવાર્થ પ્રકાશ .... .... .... .... | રૂ. ૧। |
| મોક્ષમારગી ભગવદગીતા .... .... .... | ૦॥≡ |
| વિજ્ઞાન વલ્લભ .... .... .... .... | ૦॥ |
| વલ્લભ પદમાળા .... .... .... .... | ૦॥= |
| વચન વલ્લભ વધારા સાથે .... .... .... | ૦॥- |
| શંકા સમાધાન .... .... .... .... | ૦।- |
| ન્યાય વલ્લભ .... .... .... .... | ૦।- |
| બ્રાહ્મણ શુદ્રનો સંવાદ .... ... .... | ૦)≡ |
| બ્રહ્મવાદ ખંડન .... .... .... .... | ૦)- |
| ત્યાગ તારણ .... .... .... .... | ૦)- |
| વય વિચાર ... .... .... .... | ૦)- |
| ધર્મ ચાનક .... .... .... .... | ૦)- |
| જ્ઞાન ગોષ્ટી .... .... .... .... | ૦)- |
| શીવલીંગ શંકા .... .... .... .... | ૦)- |
| શીવલીંગ શંકાનું સમાધાન .... .... .... | ૦)- |
| પ્રભુવપટ સેવામાં રાખવાનો ... .... .... | ૦)-॥ |
| પ્રભુવપટ ફોટો .... .... .... .... | ૦)-॥ |
| ત્યાગીના પત્રો .... .... .... .... | ૦)૦॥ |

વાણી વલ્લભ તૈયાર થાય છે.

વલ્લભનિતી તૈયાર થાય છે.

થઇને, બે છોકરાને નડશે; આપણું યુદ્ધમાં સંગ લેશે; ત્યાં ! વઢવું પડશે ॥૪૭॥ તે માટે આપણે કેમ કરવું, ઓરે ભીસ્મ પીતાય; આ- પણ છતાં છોકરાને મારે તો અણઘટતું દેખાય ॥૪૮॥ ભીસ્મપીતા કહે આપણે સહુની સાથે યુદ્ધમાં જાવું; સામા મોરચા બાંધ્યા પછી, આપણે અળગા થાવું ॥૪૯॥ આપણું આરે સત્ય પુરૂશોએ, યુદ્ધથી કોરાણે રહે વા; બળદેવ કૃષ્ણને બોલાવિને, આપણી પાસે લેવા ॥ ૫૦ ॥ કહેવું કે નાના છોકરા સાથે, આપણું એ નહી કામ; જાદવ કઉરવ નથી ઓછા કરવા દો સંગ્રામ ॥ ૫૧ ॥ એમ સમજાવી આપણિ પાસે, રાખવા કળબે કરી; છોકરા નથી હારે એવા, વઢવાના સુર ભરી ॥ ૫૨ ॥ તે કરતા બળદેવને કૃષ્ણ, ઉપડશે જે વારે; છોકરાની પક્ષ આપણે કર વી; સામા થવું તે વારે ॥૫૩॥ એમ ચારે જણે સંતલસ કીધી, એવા માં દુરિયોધન; પોતાના યોદ્ધાને આજ્ઞા કીધી, તઇયાર થઓ સહુ જન ॥૫૪॥ એમ કરવા માંડી તૈયારી, જાદવ કોરવ લોક; ગટારગછ મંડપ લેઇને, ગયો બાગ અશોક ॥ ૫૫ ॥ ભોંયરા બારણે મંડપ મુકયો, પર ણાવવાને સાર; ભોજાઇને આવકાર દેઇ, બોલાવ્યા ભોંયરા બહાર ॥૫૬॥ એક સહસ્ર દઈત્ય બનાવ્યા, વિવેક વાત વીચારી; તેમાંથી પાં- ચસેં નર કીધા, પાંચસે કીધી નારી ॥૫૭॥ સભા કરિનપુરૂષબેઠા, ગાય છે ગીતાં નારી; એવે નારદને બોલાવ્યા; ધરવીશે ગીરધારી ॥૫૮॥ચુડો પાનેતર કંકુપડો;મીંઢળ નાડાછડી,જે જોઇએ તે સામગરી આપી,નારદ ને તે ઘડી ॥૫૯॥ પછી પ્રભુએ આજ્ઞા આપી, અશોક બાગમાં જાવો; મંગળે મંગળે દાન દેઉં છું, વરકન્યા પરણાવો ॥ ૫૯ ॥ તવ નારદજી બાગમાં ગયા,કન્યાયે કીધો શોર, નારદજીને નજરે દેખી આવ્યું પગમાં જોર ॥૬૦॥ ઓરે મારા નારદ કાકા; જઇને કહો આ કરણી, મારા તાતને એટલું કહેજો, જાય જુનો વર પરણી ॥ ૬૧ ॥ એટલે માયાવી રાક્ષસ બોલ્યા, હવે કોળીયો કરીયે; સુરેખા કહે હવે ન બોલું, આવો અભીમન્યુ વરીયે ॥૬૩॥ નારદ કહે આ વર સારો, બેશ પરણાવી દેઉ; બેઠા નારદ પરણાવવાને, કારણ કૃષ્ણનું દેવું ॥ ૬૪ ॥ વલણ ॥ કારજ સઘળું કૃષ્ણનું, દે છે કન્યાદાન; વ્યાસ વલ્લભ વાણી વદે, છે સાહાય શ્રી ભગવાન.

## કડવું ૪૩ મું: રાગ રહેણીનો.

ત્યાંતો સમે વરતે સાવધાન, સોભા ઘણેરીરે; ત્યાં તો દાન દે છે ભગવાન, શોભા ઘણેરિરે ॥૧॥ એવે રાક્ષણીયો ગીત ગાય, શો, ત્યાં તો હસ્ત મેળાપક થાય, શો ॥૨॥ ચોરી પેહેલું મંગળ વરતાય,શો. તે માં ગાયોના દાન અપાય શો. ॥૩॥ પછી બીજું મંગળ વરતાય, શો, તે માં દાશીનાં દાન અપાય, શો. ॥૪॥ ચોરી ત્રીજું મંગળ વરતાય, શો, તેમાં ભુમીનાં દાન દેવાય, શો ॥ ૫ ॥ ચોરા ચોથું મંગળવરતાય, શો. તેમાં ભંડાર સહીત અપાય, શો ॥૬॥ પછી રૂપીયાવીંટીયો રમાય,શો; લાગ્યાં વરકન્યા ગોત્રજને પાય, શો ॥ ૭ ॥ વલણ ॥ વર કન્યા પરણી રહ્યાં, પ્રભુએ દીધું દાન; કહે વલ્લભ પછી કષ્ણજી, યુધ્યે થયા સાવધાન

---

## કડવું ૪૪ રાગ સાખી.

વૈશમપાયન એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારીતુજને સંભળાવું, સુરેખા હરણ મહીમાય ॥.૧ ॥ ક્રષ્ણ પ્રભુ તઇયાર થઇને, હાથ લીધાં હથીયાર, ક્રોધ સ્વરૂપ ધારણ કરીને નીકળીયા ઘર બહાર ॥૨॥ એક લક્ષ સાઠ સહસ્ર એકાશી, કુંવર કેરી જોડ; હળધારી હળ લઇને આવ્યા, જાદવ છપનક્રોડ ॥૩॥ દુરીયોધને અગીઆર ક્ષોણી. સેન્યા કીધી ત્યાર; છ કારભારી ને સો ભાઇ, હાથ ગ્રહ્યાં હથીઆર ॥૧૦॥ દીધા ડંકા ઉપડયા બંકા, સતવાદીનર ચાર,તે પણ આયુદ્ધ લઇને ચાલ્યા, સૌ સાથે તે વાર ॥ ૫ ॥ વરકન્યા પરણી રહ્યા, નારદ બોલ્યા વાણ; લાવો કુંવર હવે અમને, આપો દક્ષણા દાન ॥ ૬ ॥ ગટારગછ કહે ભોંયરા વીશે, નગદ નાણું ભરીયું; નારીનાં વસ્રને શણગાર શુદ્ધાં, તમને અરપણ કરીયું ॥૭॥ નારદજીએ આશીશ દીધી, થયા અંતરધ્યાન; પછી ઉતર્યા ભોંયરા વીશે, પાંડવના સંતાન ॥૮॥ કન્યા ને જઇને બેસાડી; રાક્ષસ ચોકીમાં ચાર, ગટારગછ કહે મમ વીરા, નીકળી યુધ્યે બ્હાર ॥૯॥ સુરેખા કહે એકલી હું, રહું કેવે પ્રકાર એટલે બનાવી માયાવીયે, નાની છોકરીયો ચાર ॥૧૦॥ સુરેખાના જે વડા તેતો, જોઇ સુરેખાને ગમે; પાંચે જણીયો ભેગી થઇને, વીવીધ રમત રમે ॥૧૧॥ પછી બે ભાઇ બ્હાર નીકળીયા, કેવો, કરયો વારે-

ક; માયાવી સત્તરદૈત તણો ત્યાં, રથ બનાવ્યો એક ॥ ૧૨ ॥ તેમાં અભીમન્યુ બીરાજ્યો. સંગ્રામમાં જીવ પેઠો; ઘોડાના અછોડા ઝાલી, માયાવિ હાકવા બેઠો ॥ ૧૩ ॥ ખરખેર ખરખર રથને હાંક્યો, ચાલી આવ્યો મેદાન; હીમ્મત રાખી રણમાં ઉભા, યુદ્ધ કરવા બળવાન ॥૧૪॥ એટલે જાદવ કઉરવ આવ્યા, યુદ્ધ સજી મનસુબા; મેદાન વિશે જુદેજુદે જથે જઇને ઉભા ॥૧૫॥ ભીસ્મ ક્રપાચાર્ય અશ્વસ્થામાં, દ્રોણ ગુરૂ બળવાન; તે ચાર જઇને અળગા ઉભા, માહા મોટું મેદાન॥૧૬॥ એટલે બોલ્યા અંતરજામી, ભીસ્મ પીતાશું એમ; ચાર સત્ય પુરૂશો સંપ કરિ, અળગા ઉભા કેમ ॥૧૭॥ ભીસ્મ પીતા કહે બાળક સાથે, આપણે વઢવું ન ઘટે;જો કદી છોકરાં જીતશે તો, તૈયાર છીએ છેવટે ॥૧૮॥ જાદવ કઉરવ સેન્યા સાથે. શું બેને નહી જીતે; ચરચા જેવારહ્યા ઉભા; મોટા મોટાની રીતે ॥ ૧૯ ॥ તમારે પણ ચરચા જેવા, અળગા રેહેવું જોઇએ; છેવટ સરવે સામા થઇશું,વાંક કાઢે નહી કોઇએ ॥ ૨૦ ॥ તવ કૃષ્ણે કહ્યું બળદેવ બંધુ, સમજણની એ વાત; ચાલો એમની સાથે જઇને, ઉભા રહીએ ભ્રાત ॥૨૧॥ એમ વીચારી બન્ને બંધુ, સતીયા પાસે ગયા; ભીસ્મ પીતાના રથની સાથે,રથ રાખીનેરહ્યા ॥૨૨॥ ભીસ્મની જોડે રથ પ્રભુનો, પ્રભુ જોડે બળદેવ; ભીસ્મ પીતાયે સાનકીધી, રથ ભીડાવો એવ ॥૨૩॥ એટલે ગુરૂરથ હંકારી, બળદેવ પાસે આવ્યા;તેમની જોડે ગોર ક્રપાચાર્ય, રથ પોતાનો લાવ્યા ॥૨૫॥ ભીસ્મનીજોડે અશ્વસ્થામા, રથ રાખીને રહ્યા; ચારે જણનીવચમાં બંને, બંધુ કબજે થયા ॥૨૪॥ ભીસ્મે દ્રોણને સાન કીધી. આપણે કોઇ ન વડવું, છોકરાં ઉપર આ ઉપડે તો એપર આપણે પડવું ॥૨૬॥ વચનમાં ઘાલી નાંખેવા કચરી, શું કરે બળ ગોપાળ; આપણાં બેઉ છોકરાનો, ન થાય વાંકો વાળ ॥ ૨૭ ॥ એવી સંતલસ એમણે કીધી, પ્રભુના મનમાં કાંઈ,લડવઇઆ બે તરફે ઉભા, મેદાન ભુમી માંઈ ॥ ૨૮ ॥ અળગા ઉભાછે છોકરા બેઉ, બોલ્યો અભીમન્યુએમ; જો ભાઇ જુજવા બે જથે ઊભા, કહો કરીશું કેમ ॥૨૯॥ ઘટોરગછ કહે વારા મ્હારા, શો સારૂ ગભરાઓ; તમોને ન ફાવે તે મુને, ફાવે ત્યાં તમે જાઓ ॥ ૩૦ ॥ લઢિ વઢિને પક્ષ તમારિ; કરીસ મ્હારા વીર; જરાએ ગભરાશો નહી, રાખજો રૂદે ધીર ॥૩૩॥ એટલે બોલ્યો અભીમન્યું, રથ લઇ તતપર થાઉં; તમે જાવો જાદવ વિશે; હું કઉર વમા જાઉ ॥૩૨॥ ઘટોરગછ

તવ ઉતર્યો હેઠો, રથમાંથી તે વાર;અભીમન્યુ કહે વાર ॥ સુણો સુરા નર સરદાર ॥૩૩॥ રથ તમારો માયાવિ છે, વાગે કોઇની ચોપ; તો નીરધાર થઇને હું બેસું. થઈ જવાનો લોપ ॥૩૪॥ ગટોરગછ કહે હું જાણું છું, તે કેમ ભુલી જઇશ; લઢીશ વઢિશ પણ તમારિ; ખબર લેતો રહીશ ॥૩૫॥ એમ કહીને પોતે ચાલ્યો, જાદવ સામો થાય; અભીમન્યુ રથ હંકારી,કઉરવ દળમાં જાય ॥૩૬॥ જઇને ઉભો દુષ્ટોસામો અરજુન જીનો તન; માયાવી ગયો જાદવમાં, ત્યાં મોખરે પ્રદુમન ॥ ૩૬ ॥ પુત્ર પ્રભુનો સહુથી મોટો બોલ્યો મુખ વચન; શું આવ્યો તું અમારા સામો, ઓ રાક્ષસીના તન ॥૩૭॥ ક્ષત્રીનું કુળ છે કેવારે, શોધી જો તારાં પરિયા; નાત બહાર રહ્યા સંતનું રાજા, માછીની પુત્રી વરિયા ॥૩૮॥ તારા બાપનો કાકો લાવ્યો, વરેલી નંદીની નારિ, કુન્તલપુરના રાજાયે દીધી, ફક્ત કોઇ અમારિ ॥ ૩૯ ॥ કુંતા કુંવર પાંચે કુંવારા, સમજી સામો થાને, તાણીતોશી તુજ તાતવર્યો, રાક્ષસી હેડંબાને॥૪૦॥ મુજ સામો તું શોભતો નથી; ઓ રાક્ષસીના પુત્ર, પાંડવ વર્યા એકનારિને, ત્યારે થયું ધરસુત્ર ॥૪૧॥ અમારિ કન્યાનું હરણ કીધું, મરણ આવ્યું તારૂં; માયાવિ કહે પુત્ર પ્રભુના, સાંભળ બોલવું મ્હારૂં ॥ ૫૨ ॥ તારા દાદા તો વસુદેવજીને,કંસે કન્યા દીધી; કુળવંતને કેમ છુટા ન મુકયા, કાળાગ્રહે કેદ કીદી ॥ ૪૩ ॥ પુછી જો તુજ તાતને એ, કાળાગ્રહમાં અવતરિયા; ગાયો ચારિ છાશ પીને, ગોકુળમાં ઊછરીયા ॥ ૪૪ ॥ તારા બાપને કોને દીધિ, કન્યા સન્મુખ હાથ; અંબાવના ડેહેરામાંથી લાવ્યા, રૂક્ષમણી તુજ માત ॥ ૪૫ ॥ નરકાસુરને મારિ નારિ, લાવ્યા સોળ હજાર; જાંબુવંતી રિંછડી લાવ્યા, શરમ ન આવિ લગાર ॥૪૬॥ કુળ તારૂ તું રાખ્ય છાનું, પાનું બધું મુજ હાથ;હજુ બીજું સાંભળવું હોયતો, ઘણી લાંબી છે વાત ॥ ૪૭ ॥ એવાં વચન સાંભળીને, બોલ્યો પ્રદુમાન; રાતો તાતો ક્રોધે ભરાયો. શામ તણો સંતાન ॥ ૪૮ ॥ ॥ વળણ ॥ ક્રોધે ભરાયો અતી ઘણો, કૃષ્ણ પ્રભુનો તંન; કહે વહલ વળી બોલિયો, વઢવાનાં વચન.

---

## કડવું ૪૫ મું રાગ પ્રદુમન કહેછે. મનહર છંદ.

ભીમ સુત કીયો, તુત મર્દમેં તું ભયો ભુત; અબ હાથ આયગયો

ઠામ મૈ બેડારેગે ॥ નમમે તાફાન કીયો, પ્રપંચ લગાય ગીયો; બલીયે સું બાય દીની, અબ તું બીચારેગે ॥ જમ જૈશે જાદવહે, કાલ જેસે કૌરવ હે, સબે હીલમીલ તેરા, પ્રાનકું નીકારેગે. ॥ દેખ મેરા બાન સાન, ભાન તો ભુલાય દઉં, દોનુંકું પકર કર; કરશે સંહારેગે ॥ ગટોરગચ્છ કહે છે ॥ પાઉંપર પાઉંપર, પ્રભુ કે નંદન તુંહી ભગ જા- નહીતો મેરા, દેત લલકારેગે ॥ માયાવી મયેગાજબ, જાન નીકારેગા તબ; કબ નહી લરૂ એસો, તોબા તું પોકારેગે ॥ આપો આપ બલ કરૂ, તબ મેં પીછો નપરૂં; પકરપકર કર બ્હોત માર મારેગે ॥ કી- સનકે સુત સબ, દાવમેં આયાહો અબ; કેસ ગ્રહી ગ્રહી લેકે, દરીયેમેં ડારેગે ॥ રાગ ચોપાઇ ॥ બોલ્યા વૈશમપાયે વચન, સુણુ પરીક્ષત રા- યના તન; એવું બોલ્યો ગટોરગચ્છ જ્યારે, કોપે ચડીયો પ્રદુમન ત્યારે, ॥૧॥ એવે કૌરવમાં શું થાય, મુખ્ય લડવૈયો કરણરાય; સાથે રાખેલા બે સંતાન, સામો આવ્યો ત્યાં અભેમાન ॥૨॥ તેવો ગાજીને બોલ્યો કરણ, છોકરા આવ્યું તારૂં મરણ; તવ બોલ્યો અભીમન્યું રાય, જીવ વું હોય તો પડ પાય ॥ ૩ ॥ એવે કરણ તણા બે તન, બોલ્યા પીતા પ્રત્યે વચન; તાતજી નવ બોલશો કાંઇ, અમે લઢવાના બે ભાઇ ॥૪॥ જાઓ જઇ બેસો કોરાણે, એને મારવાના આ ટાણે જાણ્યું કરણે વઢવા દેવું, એવું દીકરા કહેછે કેવું ॥૫॥ એવું સમજીને એ ખશીયો, બેઠો અળગો જોવા યુદ્ધ રશીયો; એના પ્રશકેતુ ચંદ્રકેતુ, તેને થયો વઢવા- નો હેતુ ॥ ૬ ॥ અભીમન્યુ સામા બેઉ ઉભા, કીધા યુદ્ધ તણા મનસુ- બા, બોલ્યો પ્રશકેતુ વચન. જોતું ઝપાટો નરના તન ॥ ૭ ॥ વળણ ॥ જોજે ઝપાટો અમ તણો, કહેછે કરણ કુમાર; વદે વલ્લભ બેઉ બોલ- તા, મનમાં ધરી અહંકાર ॥

---

## કડવું ૪૬ રાગ ઝુલણા સાખી.

તડો વડ બે જણારે, બરોબર બે જણારે ॥ટેક॥ પ્રશકેતુ બોલીયો, કન્યા દે પડ પાય; અભીમન્યુ કહે વર રાયને, વરે ભાનુમતી એ- ની માય. તડો૦ ॥૧॥ પ્રશકેતુ બોલીયો, હમણાં વધ્યું ઘર સુત્ર; બોલ વીચારી બાળકા, તું તો મંત્રના પુત્રનો પુત્ર. તડો૦ ॥ ૨ ॥ અભીમન્યુ વળતું વદો, સાંભળ મુજ વચન; મુજ સામો શોભતો નથી, તું તો દા- શીના તનનો તન. તડો૦ ॥૩॥ પ્રશકેતુ બોલીયો; કપટ અમે જે કી-

ધું; તારા બાપને બાજી રમાડી, કેવું રાજપાટ ધુતી લીધું. તડો૦ ॥૪॥ અભીમન્યુ કહે કપટી તણું, ખરાબ થાશે ખાણું; મારા ભાઇએ હાથી આપી, કેવું નમદ લીધું નાણું. તડો૦ ॥ ૫ ॥ વ્રશકેતુ બોલીયો, જે અમે સમસેર કાહાળ્યા, દ્રૂપતી નગ્ન નચાડવા, કેવા ભરી સભામાં લાવ્યા. તડો૦ ॥૬॥ અભીમન્યુ કહે મુજ બંધુએ; શણગાર દે રચના રચાવી; તારી કાકાયોને તારી માને, આખી રાતજ નગન નચાવી. તડો. ॥૭॥ વ્રશકેતુ વળતું વધો, શુણ અરજુનના તન; દુઃખ દેવા તુજ તાતને, કેવા કાહાડયા છે અઘોર વન. તડો૦ ॥૮॥ અભીમન્યુ કહે બહલો વાળવા, ગટોરગછે દાવ ધાર્યો, શાકભાજી ખવરાવીને, કેવા ઓકાવી અધાવી માર્યા. તડો૦ ॥ ૯ ॥ કરણ કેડેથી બોલીયો, આતો જીભ જુધ થાય; મહેણું મારે તુજથી સવાયું, મ્હારૂં પેટ પાસુ બળી જાય. તડો૦ ॥૧૦॥ વળણ ॥ માટે મ્હારા દીકરા, ટુંકી કરો જીભ્યાય; કહે વલ્લભ ઉશકેરીયા, વઢવાને એ રાય ॥

---

## કડવું ૪૭ મું રાગ સાખીનો.

વૈશમપાયે એણીપેર બોલ્યા, સુણ જનમેજે રાય; વીસ્તારી તુજને સંભળાવું, યુદ્ધ તણો મહીમાય ॥ ૧ ॥ કરણરાયે કુંવરોને, ઉશ્કેર્યા તે વાર; એટલે વ્રશકેતુ ચંદ્રકેતુ, બન્ને ગ્રહ્યાં હથીઆર ॥ ૨ ॥ અભીમન્યુયે ટંકાર કીધો, હિમ્મત રાખી અપાર; એટલે સઘળા કોરવ લોકે ઉપાડયા હથીઆર ॥ ૩ ॥ જાદવ જુધમાં પ્રદુમને, ઉંચો કીધો હાથ; એટલે આયુધ લેને કોપ્યો, જાદવનો સહુ સાથ ॥ ૪ ॥ રોશે રૂઠયા, અગની ઉઠયા, મનમાં અપરમપાર;ગુપતી ગેડી ગદાયો લેઇ, દેવામાંડયો માર ॥૫॥ માયાવી એકલો જાદવ ઝાઝા, કરતા સોર બકોર; કીડી ઊપર કટક ચઢે, તેવું કીધું જોર ॥ ૬ ॥ તોફાન દેખી માયાવીને, પુરણ પ્રગટી રીસ; કેશ છોડીને પાશાણ વિશે, એણે પછાડયું શીશ ॥ ૭ ॥ મસ્તકમાંથી જુજુ જેવા,જીવ ખર્યા હજાર; પવનને પ્રથવિ એડીકે,દૈત્ય થયા તે વાર ॥ ૮ ॥ તાડપુર ઉંચા નાકે બુચા, ગજ ગજ લાંબા દંત; જાદવ ઉપર જોર જણાવ્યું, લેવા માંડયો અંત ॥ ૯ ॥ મારો મારો મુખે ભાંખે, નાંખે કારમી ચીસ; કોરવમાં યુધ શરૂ થયું, સૌને વ્યાપી રીસ ॥૧૦॥ વ્રશકેતુએ બાણ માર્યું, અભીમન્યુને અંગ; અરજુન સુતે સામુ મારી, તે બાણ કીધું ભંગ ॥ ૧૧ ॥ ચંદ્રકેતુએ મંત્ર ભણીને,

માર્યાં અગણીત બાણ; અભિમન્યુએ સામા મારિ, સર્વ કર્યાં ભંગાણ; ॥ ૧૨ ॥ પછી પોતે બાણ લેઇને, નાગ પાસ મંતરો સાંધ્યા; કરણના બે દીકરાન, અવળે હાથે બાંધ્યા ॥ ૧૩ ॥ તે દેખીને કરણ ઉઠયો, આવી ઉભો તે ઠામ; પોતાના પુતરોને કહ્યુ, બોળ્યું આપનું નામ ॥ ૧૪ ॥ એમ કહીને હાથ છોડયા, મેઘનાદે ગડગડિયો; આયુધ લીધાં હાથમાને, યુધ્ધે ટુટી પડીયો ॥૧૫॥ અગણીત મંત્રથી બાણ છોડે, સુર્ય તણો કુમાર; બાણ એનું એક જતામાં થાય છે સાઠ હજાર ॥ ૧૬ ॥ મારે અભિમન્યુ અગણીતું, વાયુ વેગે જાય; બાણ એનું એક જતાજતામાં ચાળીસ હજાર થાય ॥૧૭॥ કરણ આગળ કેટલું ગજું, ઘણો પડે છે માર; વળી આસપાસના યોદ્ધાનાં, આવે ઘણાં હથિયાર ॥ ૧૮ ॥ તો પણ યુદ્ધ ટકાવિ રહયો છે, અરજુનજીનો તન; જાદવમાં બહુ જોર કરે છે, બળીયો પ્રદુમન ॥ ૧૯ ॥ શીવ તણું એક બાણ લીધું; માર્યું કરિને કોપ; ગટોરગછના દઈત માયાવી, તેતો કીધા લોપ ॥ ૨૦ ॥ તે દેખી માયાવી કોપ્યો, જણવિ ઝાઝી રીસ; પાશાણ વિશે પોતે પછાડયું, ચાળીસ વેળા શીશ ॥ ૨૧ ॥ ચાળીસ હજાર રાક્ષસ થયા લાંબા ત્રણ ત્રણ તાડ; બળવંતાને બીહામણા બહુ; લાંબા, પોહોળાં હાડ, ॥૨૨॥ પછી પાછું શીશ પછાડયું, ફરિથી ચાળીસવાર; સાત તાડવા ઉંચી બનાવિ, રાક્ષણી ચાળીસ હજાર ॥૨૩॥ ગર્ધવમુખીને ભુંડમુખી, સ્વાનમુખીકીરમુખી; વાયસમુખીહરણમુખી, કોસુંવાળીકોહુખા ॥ ૨૪ ॥ કૈ પીતવરણી કંઈ રક્તવરણિ, કૈં શામવરણીકાળિ; સાતસાતગજના દંત લાંબા, કંઇકટુંકા કેશવાળિ ॥૨૫॥ કંઇ રાક્ષણિએ ચણીયોપહેર્યાંકૈયે ઢાંકયા કેશ; કંઇયેકછેલંગોટી વાળિ, કૈં છેનગનવેશ ॥૨૬॥ એકેકતાડવા સ્તન લાંબા, કારમીલડાઈ ધારે; બે ભુજમાં બે સ્થાનગ્રહીને, જાદનલોકને મારે ॥૨૭॥ દશ દશ જોદ્ધા દબાય તળે, પામેછે બહુ ત્રાસ; રાક્ષસીનો ભય ભારે ભાસે, કરતા નાસાનાસ ॥ ૨૮॥ કંઇ રાક્ષણી પડે ટોળામાં, કંઈ જાદવને ઝાલે; મરડા મસળિ મોઢામાં ને નસ્કોરામાં ઘાલે, ॥૨૯॥ એ રીતે રાક્ષસીયો લડતી, જબરૂં દઇવત દાખે; રાક્ષસ લોકો ખોળાને ખોબા, ભરિને રેણું નાખે ॥ ૩૦ ॥ જાદવ ઉભા આંખો ચોળે, રોળેરાક્ષણી દોડી; ધુમ થકી અંધકાર કીધો, એવિ જુક્તી જોડિ ॥ ૩૧ ॥ હેડંબાનો દીકરો તે, ચડિયો છે ગગનહ યુદ્ધ કરાવે ઉપર રહિને, ભીમસેન કેરો તન ॥ ૩૨ ॥ વનમાં જઇ ઝાડ તાડ લાવે, હારણ દઇવત દાખે;

મ્હોટા મ્હોટા પહાડ ને પરવત, અંત્રીક્ષ રહીને નાંખે ॥૩૩॥ એ રીતે ત્યાં યુધ ચાલે, કઊરવમાં શું થાય; અભીમન્યુ ઉપર કોપ્યો, પોતે કરણ રાય ॥ ૩૪ ॥ લઢતાં વઢતાં, કરણ રાયે, કીધો કારમો કોપ, શીવ મંત્ર બાણ મારી કીધો, કુંવરનો રથ લોપ ॥૩૫॥ પગ પાળથયો અભેમન્યુ, વાગે ઘણાં હથીઆર, શરીરને ઓથો નવ રહયો, ઘણોક પડીયો માર ॥૩૬॥ વેસ્ત્રો ફાટયા આભુશણ તુટયાં, ભોંકાઇ ગયાં તીર; રૂંવે રૂંવે ભાલોડા ભેદ્યાં, વહયું ઘણું રૂધીર ॥ ૩૭ ॥ ચારણી જેવું શરીર થયું, તરી ગયા લોચન, સંભારવા લાગ્યો ગટોરગછને, કયાં ગયા બંધવ જન ॥ ૩૮ ॥ ભીડ વેળાના ભાઇ મહારા, વીસવાસ દેઇને વહ્યા, અરેરે રણમાં રઝળાવ્યો, હવાલ ભુંડા થયા ॥ ૩૯ ॥ એ રીતે ટળવળવા લાગ્યો, ઘણીક પામ્યો કષ્ટી; એવે સમે ગટોરગછની મગનથી ગઇ દ્રષ્ટી ॥૪૦॥ બહુ દુઃખીયો બંધુને દીઠો, કરોધ હળાહળ ચઢીયો, જયદ્રથ બનેવી દુરીયોધનનો, તેના રથમાં પડીયો ॥૪૧॥ જેદ્ર થને હડસેલો માર્યો, માયાવી મહાબળ કાવ્યો;ઘોડાના અછોડા ઝાલી, રથજ હાંકી લાવ્યો ॥ ૪૨॥ અભીમન્યુને ઉચકીને, બેસાડયો રથમાંય; ગટોરગછ કહે કેમ વીર શું તારી ઇછાય ॥ ૪૩ ॥ કુંવર કહે વીરા મહારા, હવે નહિ ચીંતાય; તમે તમારૂં પુરૂં કરીને, પછે આવો હાય ॥૪૪॥ માયાવી કહે વારૂ વીરા, કહી આકાશે ચડીયો, પ્રદુમાનના રથ ની નીચે, આવિ અચાનક પડીયો ॥ ૪૫ ॥ ઉપાડી રથ માથે લીધો, ચઢી ગયો ગગન; અંત્રીક્ષ જઇ ગાજીને બોલ્યો, વ્રકોદરનો તન ॥૪૬॥ ઓરે પ્રભુના દીકરા હું, જીવજ તારો લેઉં; રતનાગર સાગરમાં તુને,રથ સહીત નાંખી દેઉં ॥૪૭॥ તવ પ્રદુમાન ચેતી ગયો, મારવા ભાલો લીધો, રથ ઉપાડી ગટોરગછે, ગામમાં ફેંકી દીધો ॥ ૪૮ ॥ પછી પડયો જાદવ વીરો, કરતો સોરબકોર; મોખરાનો વડવઇઓ ગયો, ભાગ્યું સહુનું જોર ॥૪૦॥ એટલે રાક્ષસને રાક્ષણીયો, કોપ કરે મહા માઠા;જાદ વકેરા જબરા જોધા, પણ જીવ લઇને નાઠા ॥૪૦॥ ભંગરાણ પડીયું, માયાવી નડીયું; નસોડયા સહુ જન; પછી રાક્ષસ રાક્ષણિયોની; પ્રત્યે વહયો વચન ॥૫૧॥ વલણ ॥ યોદ્ધા પ્રત્યે બોલીયો, રાતાં રાખો રક્ષ; વરે વલ્લભ આજ્ઞા કરી, કરીયે ભાઇનીપક્ષ. ॥

---

## કડવું ૪૮ રાગ સવઇયા.

વૈશંમપાયન ઓણીપેર બોલ્યા, સુણ્ય જનમેજે રાય; વિસતારી તુ

સહુ આગળ જાય ॥૪૨॥ નારીયોને તવ વિદાય કીધી, કઉરવ ઉભા રહ્યા; કન્યા લેવા ચારે જણા દ્વારામતીમાં ગયા ॥ ૪૩ ॥ જઈ બળદેવની પાસ બેઠા, બોલ્યો દુર્યોધન આપણા રંગમાં ભંગ કીધો, પાંડવોને તન ॥૪૪॥ જ્યારેને ચારે અમનેનડે છે, વળી ગણાય છે રાંક; હળધારિ તમે નજરે જોયું, જુઓ કોનો વાંક ॥૪૫॥ કરમ એમનાએ ભોગવશે, કરે અધર્મઅન્યાય; અમે અમારે ઘેરલૈજઇયે, લાવો સુરેખા કન્યાય ॥૪૬॥ બળદેવને તવ ક્રોધ વ્યાપ્યો, શું તુ બોલ્યો હરામી; એ કન્યા પરણી ચુકી છે, શું કરૂં બીજો સ્વામી ॥૪૭॥ વિચાર વીના કેમ તું બોલ્યો, હળધરને ચઢી રીસ; લાવો શેવક ખડગ મારૂં, છેદું આનું શીશે ॥૪૮॥ તવ ચારે જણ મુઠીઓ વાળી, નાઠા તેણી વાર; રથમાં બેશી નીકળી ગયા, દ્વારીકા નગ્રની બહાર ॥ ૪૯ ॥ મેદાનમાં પેલા સત્ય પુરૂશો છે; પાંચમા છે અવીનાશ; તે પાંચે જણે પાંન્ડવ કેરા પુત્રને બોલાવ્યા પાસ ॥ ૫૦ ॥ તવ ગટોરગછ અભિમન્યુ, આવિને પડીયાપાય; આશીશ દઇને હાથ મુકયો, મુસ્તક ભીસ્મ પીતાય ॥૫૧॥ મંદ હસીને ભીસ્મપીતા; બોલ્યા મુખ વચન; તારી ક્રિયા જોઇ પ્રસન થયો એ ભીમસેનના તન ॥ ૫૨ ॥ ધન તારી માની કુખને ને ધન ભીમ તારે બાપ; ગટોરગછ કહે દાદા તે સઉ તમારો પરતાપ ॥ ૫૩ ॥ દાદા કહે કે વેહેવાર વટમાં, ધરવી ન કોઇની ધાક; એવી વધારવીશા બાશી, જાવા ન દેવું નાક ॥૫૪॥ પછી કહ્યું આભમન્યુને, ઓરે લાડકડા તન; વનમાંથી તુજ તાત આવતા સુધી,રેહેજે હેડંબાવન ॥૫૫॥ કઉરવ લોકોછે બહુ કપટી,દગાથી મારે ઠેર;માટે ગટોરગછ અભીમન્યુને,રાખજે તારે ઘેર ॥૫૬॥ માયાવી કહે ઓરે દાદા, આ દીકરો બે રહેશે, રાખજો સંભાળ કુંતાજીની, વીદુરને ઘેર રહેશે ॥ ૫૭ ॥ ભીસ્મ પીતા કહે કુંતાજીના, ચીંતા ન ધરસો મન; નીરભયપણે તમે રેહેજો ઓરે મ્હારા તન ॥૫૮॥ તવ બે પુત્ર પાયે પડીયા, રાજી થયા જુગદીશ; સત્ય પુરૂશો તેને કૃષ્ણ પ્રભુએ, હાથજ મુકયા શીશ ॥ ૫૯ ॥ વળણ; ॥ કર શીશ મુકી બોલીયા, પોતે ભિસ્મ પીતાય; જાઓ તમે બેઉ દીકરા, થઇએ અમે વિદાય.

---

## કડવું ૪૯ રાગ ચોપાઈ.

બોલ્યા વૈશમપાય વચન; સુણ પારક્ષત કેરા તન; સત્ય પુરૂશોયે રથ હંકાર્યા કૃષ્ણ પ્રભુ દ્વારીકાં પધાર્યા ॥૧॥ સત્યવાદી ચારે જણ પ-

બીયા, જઈ કૌરવદળને મળીયા;એવા પાન્ડવના સુત બળીયા; હેડંબા
વન જાવા વળીયા ॥૨॥ ગયા આઘા એક જોજન,બોલ્યો ગટોરગછ વ-
ચન; ભાઇ અહીં રહો થોડીવાર,રસ્તે કરી આવું ખેલ લગાર ॥૩॥એવું
કહીને તતપર થયો,જય કૌરવ જુવતી ત્યાં ગયો; એતો બળવંત માયા
વી ભુપ,એણે લીધું દુર્યોધન રૂપ ॥૪॥ બીજા બનાવ્યા નવાણું ભાઇ,
તેતો સરવે ત્યાં આવ્યા ધાઇ; સાથે કીધા છ કારભારી, આવ્યા કૌરવ
કેરી જ્યાં નારી ॥૫॥ એવે ભાનુમતી પુછે એમ;કહો કન્યાનું કર્યું કેમ;
બોલ્યો દુરીયોધન મુખવાણી, તું તો નીભાંગીણી છે રાણી ॥૬॥ રાંડો
તમારા પગને પ્રતાપ,સહુને ઉપજયો સંતાપ; સુણી બોલી સરવે નારી
તમો પન્ડે નીભાંગી ભારી ॥ ૭ ॥ સુણી પુરૂશો ક્રોધભેર ચાલ્યા, પો-
તાની સ્રીયોના કેશ ઝાલ્યા ॥ ૮ ॥ ગાળો દેતા દેવા માંડયો માર; ગડ-
દા પાટુ ઢીંચણનો પ્રહાર;કીધો માયાવીએ કાળો કેર; લીધું હેરૂપતી મા-
તાનું વેર ॥ ૯ ॥ સહુ નારિને હાથ બતાવ્યા, એવે કૌરવ સરવે આ-
વ્યા; બુમો સાંભળી પ્રગટયો કોપ; તવ થયો ગટોરગછ લોપ ॥ ૧૦ ॥
ત્યારે કૌરવો આવીને પુછે, તમો રડો તે કારણ શું છે, વળી પુછવા
લાગ્યો ભુપાળ; કહે રાણી તમારૂં કપાળ ॥૧૧॥ અમને મારીને થાઓ
અજાણ્યા, તમે સપુત છો તે જાણ્યા; એવું સત્ય પુરૂશોએ દુખ, લાગ્યાં
હસવા વસ્ર દેઇ મુખ ॥૧૨॥ એવે બોલ્યો દુરીયોધન એમ, કહો મામા
થયેલું આ કેમ;બોલ્યો શકુની મામો તે ઠામા,ગટોરગછીઆનું આ કામ
॥ ૧૩ ॥ જેવો ગટોરગછ લોપ થયો, તેવો હસ્તીનાપુરમાં ગયો;
જ્યાં બેઠો ધત્રાષ્ટર ભુપ, ત્યાં તો આવ્યો શકુનીને રૂપ ॥ ૧૪ ॥ બોલ્યા
અંધ તણા છડીદાર, આવ્યા શકુની લેજો જુહાર, તવ બોલ્યો આંધળો
એમ; આવો શકુની કોહો થયું કેમ ॥ ૧૫ ॥ કેમ કેડલે રહી છે જાન,
કહો કયાં ગયા સૌ સંતાન; તવ બોલ્યો માયાવી ભુપ, શુદ્ધ શકુનીને
સ્વરૂપ. ॥ ૧૬ ॥ આંસુ પાડી લેલાટ કર દીધા, રડી અશુભ સમાચાર
કીધા; આવ્યા દ્વારીકાં પાન્ડવ તન. એક ગટોરગછ અમેમન ॥ ૧૭ ॥
એતો બેઉ જણે વાળ્યો ધાણ, લીધા સકળ જાનના પ્રાણ; બેઉ બાળકે
વાળ્યો છેક, રાખ્યું નહી જીવતું કોઈ એક ॥ ૧૮ ॥ બાળબચ્ચાં નર-
ને નારી, એક એકને નાંખ્યા મારી; રહયો જીવતો હું એક આપ,તેતો
તમારે પુન્ય પ્રતાપ ॥ ૧૯ ॥ બેઉ પાંડવ કેરા તન, એવું બોલ્યા છે
વચન; કરસું હસ્તીનાપુર સેલ, સાથે ભાઇના ભોગવસું મહેલ ॥૨૦॥

જને સંભળાવુંયુધ તણો મહીમાય ॥૧॥ ગટોરગછે આજ્ઞા આપી, ભા ઇની વાહરે ચડો; કઉરવ કેરી સેન્યા વીશે નેત્ર મીચીને પડો. ॥ ૨ ॥ એમ કહી હઇત્યો લલકારિ, પોતે ચઢયો ગગન; રાક્ષસ રાક્ષસીયોનું ટોળું, આવ્યું હસ્તે વદન ॥૩॥ કઉરવે જાણ્યું કેર થવાનો, થૈ રહયો સો રબકોર; તેદેખી અભીમન્યુના પગમાં આવ્યું જોર ॥ ૪ ॥ હેડંબાનો સુત માયાવી, જોયુ ગગનથી ધરણ; જાણ્યું કે બહુ જોર કરે છે, કપરો રાજા કરણ ॥૫॥ એવું ધારી ઝડપ મારી, કર્ણની નીચે પડીયો રથ એ નો ઉપાડી લેઇ, પોતે આકાસ ચડીયો ॥૬॥ ગગને જઇને કરી ગરજના ભુડી વાત ભંડાવુ, કરણ કાકા દરીયામાં નાંખી, કાકીને રંડાવુ ॥ ૭ ॥ સાંભળી કરણ થરથર ધ્રુજ્યો, યુધ ભલેરૂં મચીયું; ખરા રંગમાં ભંગ પડાવ્યો, ભુંડું ગટોરગચીયુ ॥૮॥ નીચે નાંખી દેશે મુને નીકળી જા શે પ્રાણ; એવું જાણી હાથમાંથી, મુકયા ધનુશને બાણ ॥૯॥વાંકો વળી ને મારવા માટ, કરણે ભાલો લીધો; માયાવિએ રથ ઉપાડા,વનમાંફંકી દીધો ॥૧૦॥ હાડ કુટાયા કરણ કેરાં, ઘાટ ભલેરો ઘડીયો; ગગનથી ગટોરગછ પાછો હાથી ઉપર પડીયો ॥૧૧॥ દુર્યોધનનિ અંબાડીમાં આવ્યો ભીમકુમાર; છત્રપતીના બે ભુજ ઝાલી, છીનવી લીધાં હથીયાર ॥૧૨॥ ગટોરગછે ધોથરો ઝાલી, પાપીને નાંખ્યો હેઠો, રાતો તાતો થઈ માયાવિ, રૂદીયા ઉપર બેઠો ॥ ૧૩ ॥ એટલે બધી રાક્ષસીઓયે, જુલમ કીધો માઠો; શકુની સઉથી પહેલો સમજ્યો, જીવલઇનેનાઠો ॥૧૪॥ એટલે નાઠા સકળ યોધા; કીધા કારમોકેર;ગટોરગછ કહે દુષ્ટ કાકા, તુજને મારૂં ઠેર ॥૧૫॥ તવ દુર્યોધને હાથ જોડયા, તુજને લાગુ પાય; લખમણને પરણવું હશે તો; પરણશે એની માય ॥ ૧૬ ॥ ઓ ભાઈ જીવતદાન દે મુને, ઉગરૂ તુજ પ્રતાપ; એવો કુમતી ગરજ વેળા ગર્ધવને કહે બાપ ॥ ૧૭ ॥ તે અનુભવ નથી માયાવીને, એણે કર્યો વિચાર; કાકો થઇ આવું બોલે છે; મારૂં તે ધીકાર ॥૧૮॥ એવું સમજી ઉઠી ગયો કે, નાઠો દુર્યોધન; રાક્ષસ રાક્ષસી લોપ કીધાં વ્રકોદરને તન ॥ ૧૯ ॥ આવી બેઠો રથને વિશે અભીમન્યુના સાથ; સારથી પદથી ગ્રહણ કીધા, ગોડાના અછોડા હાથ ॥ ૨૦ ॥ દુરીયોધન બહુ ખેદ પામ્યો, બોલ્યો મામા પ્રત્યે; જુઓ મામા કન્યા લીધી ક્ષત્રીયોની ગત્યે ॥ ૨૧ ॥ જીત જોઇ બળદેવજીએ, હળમુશળ ધર્યું હાથ એટલે ચક્ર ચડાવ્યું પોતે, દયાળુ દીનાનાથ॥૨૨॥એટલે બો-

હ્યા ભીસ્મપીતા,વિચારી આયુદ્ધ ધરજો; અમારે તમારે લડાઇ થાશે, સમજીને કામ કરજો ॥૨૩॥ બળભદ્ર કહે આશું બોલો, અવળો ઉમંગ કેમ ધારો, ભીસ્મ કહે મારવા નવ દઇયે, છે છોકરો અમારો ॥૨૪॥ એમ કહીને આયુધ લીધાં, બળદેવ બોલ્યા એમ; કૃષ્ણ વીરા તમે આ મને જોજો. ફાવે જેમતેમ ॥ ૨૫ ॥ બે છોકરાને હું મારૂછું જણવો તમે અહિંરીસ, પ્રભુ કહે હું તો ચક્ર મુકુછું, છેદવા જાદવ શીશ ॥૨૬॥ હળધર કહે કેમ આડૂ બોલે, જાદવ આપણા રાંક;તેમને તું શા સારૂ મારે, શો છે એમનો વાંક ॥ ૨૭ ॥ કૃષ્ણ પ્રભુ કહે વીરા મારા, ન્યાય તણો પંથ સ્હાવો, શા સારૂ છોકરાઓને મારો; એમનો વાંક બતાવો॥ ॥૨૮॥ બળદેવજી કહે નજરે જુઓ છો, ઓરે અસરણા શરણ,આપણે ઘેર ઉતપાત કરીને કરયું કન્યાનું હરણ ॥ ૨૯ ॥ પ્રભુ કહે કે હરણ કીધું, તેમાં અનીતી શીકીધી, પેહેલો વીવાહશીદ કર્યો તો, પોતાનીકન્યા લીધી ॥૩૦॥ એમની હતીને એમણે લીધી તેમાં શો એમનો વાંક, પોતાની કન્યા કેમ જવા દે;સહુને વ્હાલુંછે નાક ॥ ૩૧ ॥ ભીસ્મે સાન કરી ગુરૂને;હવે ન ધરશો બીક;આપણે આપણુ જોયા કરો,સળગ્યું ઘરમાં ઠીક ॥૩૨॥ કૃષ્ણના શબ્દો બળદેવે સુણ્યા, બોલ્યો તું બંધવ મ્હારો; આ કહેવાથી થાય છે નિસ્ચે, આ બધું તું કરનારો ॥૩૩॥ કૃષ્ણ કહે કે હું કરનારો, નહી મારવા દેઉ બાળ. બળદેવ કહે કપટ તારૂ, મેં ન જાણ્યું ગોપાળ ॥૩૪॥ હળમુશળ હેઠું પછાડી, રથ થકી ઉતરીયા, અભીમન્યું પુછેવા લાગ્યા, બળદેવજી ક્રોધ ભરીયા ॥ ૩૫ ॥ બતાવ્ય છોકરા કયાં છે કન્યા, મોકલું નહી તુજઘેર, અભીમન્યુ કહે જોઇતી નથી નીસ્ચે ધારી તે પેર ॥૩૬॥ એમારે અમારી કેવરાવવીતી, તે તો લીધો લાહાવો; અશોક બાગના ભોંયરામાંથી, સુખે પાછી લઇ જાઓ ॥ ૩૭ ॥ એટલે ત્યાંથી બળદેવ ચાલ્યા, ભોયરામાં ભડાકે; રાક્ષસ માયાવી ગટોરગછના, લોપ કર્યાં લપડાકે ॥ ૩૮ ॥ જઇ કન્યાને ખાંધે લીધી, બળદેવજી બહુ બળીયા; બડ બડતાને કળકળતા એ, પોતાને ઘેર પળીયા ॥ ૩૯ ॥ કઉરવ હારીને નાઠેલા તે એક જગાએ મળીયા, તેમણે જાણ્યું બળદેવજી તો કન્યા લઈ ઘેર પળીયા ॥ ૪૦ ॥ દુર્યોધન કહે મામા તમે હું ત્રીજો દુશાશન ચોથો કરણ આપણુ ચારે, જઇએ બળ ભોવન ॥ ૪૧ ॥ સમજાવિને કન્યા લઇયે થઇયે પછી વિદાય;નારિયો માત્રને રજા આપો,તે

એવું સાંભળી પ્રગટી રીસ, કુટયું ધત્રાષ્ટરે શીશ; અરેરે કાઢયો મ્હારો વંશ, મ્હેલ ભોગવે તે મને દંશ ॥ ૨૧ ॥ આપી આંધળાએ આજ્ઞાય, લક્ષ સેવક થાઓ વીદાયે; એક ઝપાટે દૈવત હાખો, સોયે મેહેલ છે તે તોડી નાંખો ॥૨૨॥ તવ કીધું સેવકોયે કેવું, એક સપાટે હાથેળી જેવું; શકુની આડો અવળો થયો, લોપ થૈ ભાઈ પાશે ગયો ॥ ૨૩ ॥ જઇ અભીમન્યુને મળીયો, બેઠો રથ હાકવાને બળીયો; વાતો કરતા ચાલ્યા બે વીર, હસે રમે ગુણ ગંભીર ॥ ૨૪ ॥ એવે હસ્તીનાપુર ગઢ જાન, તેણે દીઠું મ્હોટું મેદાન; જાણ્યું મેહેલ પાડયા તે શું છે, જઈ ધત્રાષ્ટરને પુછે ॥ ૨૫ ॥ પુછયું ધત્રાષ્ટરને એમ, તાતજી આમ કીધું કેમ, બોલ્યો ધત્રાષ્ટર મુખમાંથી, તમે મુએલા આવ્યા કયાંથી ॥ ૨૬ ॥ બોલ્યો દુરીયોધન ઓ તાત, એવી બુરી કોણે કહી વાત; બોલ્યો આંધળો તેણી વાર, કહ્યા તુજ મામે સમાચાર ॥૨૭॥ બોલ્યો શકુની ન જાણું વાત, હું તો આવ્યો જાનઇયાની સાથ,મારા જેવું ધરીને રૂપ,કહી ગયેલો માયાવી ભુપ ॥૨૮॥ ભીમના નંદનનું એ કામ; એનું ગટોરગછ છે નામ, બોલ્યો દુરીયોધન તે વાર, કહ્યા તાતને સઉ સમાચાર ॥૨૯॥ હજીપાંડવ બહુ સારા, પણ પુત્રો થયા બે નઠારા. તેમાં અભીમન્યુ તો ઠીક, ગણુ ગટોરગછની બીક ॥૩૦॥ એમ વાતો કરીને રહ્યા; પેલા સઉ ભાઇ ઘેર ગયા; ચાલી આવ્યા હેડંબા વન, પેઠા સુવર્ણને ભોવન ॥૩૧॥જ્યાં બેઠી છે હેડંબાય, અભીમન્યુ જઇ પડયો પાય; પછી સુભદ્રા માતને નમીયો, સઉના મનનો સંતાપ સમીયો ॥૩૨॥ પુછયા સુભદ્રાએ સમાચાર, કહ્યા અરજુનને કુમાર;માતા કન્યાનો રેહેત અહાપ, પણ પરણ્યો ભાઇને પ્રતાપ ॥ ૩૩ ॥ બોલ્યો માયાવી પ્રભુ પ્રતાપે, ભાઇ પરણ્યો છે એને આપે; એક એકનાં કીધાં વખાણ, રહ્યા હેડંબાવન બળવાન ॥ ૩૪ ॥ હસ્તીનાપુર વીદુર ઘેર, કહી ભીસ્મે કુન્તાને પેર; રહ્યાં સુખે રૂપ ત્યાં કુન્તાય; પાંડવો છે દ્રીવીત વનમાંય ॥ ૩૫ ॥ જીત પામ્યા પાન્ડવ તન; કરી સહાયતા જુગજીવન; પોતાના ભકતને સુત કાજ, કીધી ખટપટ શ્રી મહારાજ ॥૩૬॥ જેના માત પીતા સેવે હરી, તેનો પરીવાર બેસે ઠરી; કરે ભકતના પુત્રને સાહાય, એવો ભજન તણો મહિમાય ॥ ૩૭ ॥ ॥ વલણ॥ મહીમા મોટો ભજનનો, પુરે મનના કોડ; કહે વલ્લભ શ્રોતા સહુ, બોલો જે જે શ્રી રણછોડ ॥

સુરેખા હરણ સમાપ્ત.